# બાળવાર્તાવલિ

## ભાગ ૨જો

સંપાદક તથા પ્રકાશક
**સૌ. હંસા મહેતા, બી. એ.**

સોલ એજન્ટ્સ
**આર. આર. શેઠની કં. બુકસેલર્સ ઍન્ડ પબ્લિશર્સ**
કેશવબાગ પ્રિન્સેસ સ્ટ્રીટ મુંબાઇ-૨
**ધી પુસ્તકાલય સહાયક સહકારી મંડળ લિ. વડોદરા**

કિંમત દોઢ રૂપિયો

અર્પણ

વસંત, મહત, અંજની,
મંજરી, હર્ષ, માયાને.

સપ્રેમ



# પ્રસ્તાવના

અનેક અનિવાર્ય કારણોને લીધે આ પુસ્તક ધાર્યા કરતાં મોડું બહાર પડ્યું. બાળવાર્તાવલિ ભાગ પહેલાને બહાર પડ્યાંને આજે બરોબર ત્રણ વર્ષ પૂરાં થયાં. એ પછી તો એની બીજી આવૃત્તિ પણ છપાઇ ગઈ. આ ત્રણ વર્ષ દરમ્યાન બાળવાર્તાનાં પુસ્તકોનો તો રાફડો જ ફાટ્યો છે. અનેકવિધ બાળપુસ્તકો બહાર પડતાં જ જાય છે. ગૂજરાતને માટે આ એક આશાજનક ચિહ્ન છે.

પ્રકાશકો પુસ્તકને બનતું આકર્ષક કરવાનો પ્રયત્ન કરે છે, તે છતાં હજી આપણે ઘણું કરવાનું બાકી છે. બાળપુસ્તકો માટે સારા કાગળો વપરાય છે, સારા ટાઇપો વપરાય છે, પરંતુ સચિત્ર પુસ્તકો જોઇએ તેટલા પ્રમાણમાં હજી બહાર પડતાં નથી. જે સચિત્ર પુસ્તકો બહાર પડે છે તેમાંથી પણ થોડાંમાં જ એનાં ચિત્રો પાછળ જોઈએ તેટલી કાળજી લેવાય છે. સોંઘાં પુસ્તકો બહાર પાડવાં એ ભલે એક આદર્શ હોય, પરંતુ પુસ્તકને બધી રીતે શણગારી બાળવર્ગનું મન રીઝવવું એ પણ એક આદર્શ છે. હું આ આદર્શમાં માનું છું. મારાં પુસ્તકો બાળવર્ગને સર્વ રીતે પ્રિય થઇ પડે એની મને હોંસ છે.

આ મારી હોંસ પૂરી પાડવામાં મને કુમાર કાર્યાલયની સંપૂર્ણ સહાનુભૂતિ છે. આ પુસ્તકને સર્વ રીતે શોભાયમાન કરવામાં કુમાર કાર્યાલયે ઠીક મહેનત લીધી છે. પુસ્તકમાં ચિત્રો સારા પ્રમાણમાં

મૂક્યાં છે. એ ચિત્રો પાછળ રા. રાવળે પુષ્કળ શ્રમ લીધો છે. એમની નાદુરસ્ત તબિયત છતાં વખતસર કામ કરી આપવા માટે એમનો અત્રે ઉપકાર માનું છું.

આ પુસ્તકની વાર્તાઓ, સૌ. જયશ્રીબહેને તથા મેં, ટીબેટ, આસામ, બંગાળ વગેરે જુદેજુદે સ્થળે પ્રચલિત લોકવાર્તાઓમાંથી લીધી છે. આ સંગ્રહમાંની કેટલીએક વાર્તાઓ તો અન્ય સ્થળે છપાઇ પણ હશે; પરંતુ એક જ વાર્તા કહેવા કહેવામાં ફેર પડે, તેમ તેને લખવા લખવામાં પણ નવીનતા આણી શકાય. આશા છે કે આ વાર્તાવલિ પણ એના પહેલા ભાગની માફક બાળવર્ગને પ્રિય થઇ પડશે.

**હંસા મહેતા**

**વિજયાદશમી ૧૯૮૫**
૨૩ નેપીઅન સી રોડ: મુંબાઇ



# અનુક્રમણિકા



# ચિત્રો

# શિયાળનું વેર



એક વાંદરાને અને શિયાળને ખૂબ દોસ્તી હતી. બંને સાથે જ રહેતા, સાથે જ ખાતાપીતા ને સાથે જ ફરતા. એક દિવસ બંને ખોરાક શોધવા નીકળી પડ્યા હતા, એવામાં એમણે રસ્તામાં પુષ્કળ લોકોને વાજતે ગાજતે જતાં જોયાં. એક લગ્નની જાન એક ગામડેથી બીજે ગામડે જતી હતી. સૌની પાછળ મજૂરો ટોપલામાં દૂધના તાંબડાં, કેળાં, શેરડી વગેરે લઈ જતા હતા. જાનના ગયા પછી વાંદરાએ તથા શિયાળે જોયું તો બધાથી છૂટો પડી ગએલો એક મજૂર દૂરથી આવતો હતો. બંને મિત્રોના મોંમાં કેળાં ને શેરડી જોઈ પાણી છૂટતું હતું. એટલે આઘેથી પેલા માણસને માથે ટોપલો લઈ આવતો જોઈ શિયાળ કહે, 'દોસ્ત! પેલો ટોપલો આપણે પડાવી લઈએ તો કામ થાય.'

'પણ એ પડાવવો કેવી રીતે?' વાંદરાએ પૂછ્યું.

શિયાળ કહે, 'હું આ ઝાડ પાછળ સંતાઈશ; તું સામેના ઝાડ પાછળ સંતા. જેવો એ માણસ અહીં આવશે કે તરત હું "હાઉ હાઉ" કરીશ. તું પણ "ખાઉં ખાઉં" કરજે. આપણી બંનેની

સામટી બૂમ સાંભળી તે બીને ટોપલો નાખી નાસી જશે.'

વાંદરાને આ યુક્તિ ગમી. જેવો પેલો માણસ પાસે આવ્યો કે તરત આખું જંગલ 'હાઉ હાઉ' ને 'ખાઉં ખાઉં'ના અવાજથી ગાજી ઉઠ્યું. કયું વિચિત્ર પ્રાણી આમ એકાએક પોતાના ઉપર હુમલો કરે છે એ ન સમજવાથી પેલો માણસ તો ટોપલો મૂકી દઈ જીવ લઈને નાઠો. શિયાળ અને વાંદરાના આનંદનો પાર ન રહ્યો. જલદી જલદી બધી વસ્તુઓ ઉપાડી બંને જણુ જંગલ તરફ દોડ્યા.

દોડતાં દોડતાં વાંદરાના મનમાં વિચાર આવ્યો કે આવું સારું ખાવાનું તો એકલા જ ખાઈએ તો મઝા આવે. શિયાળને એમાંથી ભાગ શા માટે આપવો? એટલામાં એક ઝાડ તળે જઈ બંને ઉભા રહ્યા એટલે વાંદરો કહે, 'શિયાળભાઇ, આપણે અહીં નીચે બેસીને ખાતા હઇશું ને પેલો માણસ અહીં આવી પહોંચશે તો આપણા ભોગ લાગશે, ને ખાવાનું જશે તે જુદું. માટે હું આ બધું ઝાડ પર લઈ જાઉં. ત્યાં કોઇ જોશે નહિ. તમારો ભાગ હું નીચે નાખતો જઇશ.'

શિયાળને આ વાત ગમી. એણે તો બધી વસ્તુ ઝાડ પર ચડાવવામાં વાંદરાને મદદ કરી. જ્યારે બધી ચીજો ઉપર પહોંચી ગઈ ત્યારે વાંદરો નિરાંતે બેસી ધરાઇને ખાવા લાગ્યો. થોડી વાર થઈ, પણ પોતાનો ભાગ નીચે આવતો ન જોઇને શિયાળની ધીરજ ખૂટી. એણે બૂમ પાડી, 'અરે ભાઈ! મારો ભાગ ક્યાં છે?

તેના જવાબમાં વાંદરો કેળાંની છાલ નીચે નાખી બોલ્યો,

'લે દોસ્ત! આ કેળું નાખું છું, ઝીલજે!' બધું દૂધ પી જઈ ખાલી તાંબડી નીચે નાખતાં કહે 'અને લો આ તમારા ભાગનું દૂધ!'

પછી શેરડીનો રસ ચૂસી કૂચા નીચે નાખ્યા.

શિયાળે જ્યારે જોયું કે વાંદરો પોતાને બનાવી ગયો ત્યારે એના ગુસ્સાનો પાર ન રહ્યો. વાંદરા ઉપર બરોબર વેર વાળવાનો મનમાં નિશ્ચય કરીને એ ત્યાંથી મુંગુંમુંગું જતું રહ્યું.

થોડા દિવસ પછી વાંદરાએ શિયાળને એક મધપૂડા આગળ બેઠેલું જોયું.

'કેમ દોસ્ત! શું કરે છે?' અગાઉ જાણે કંઇ બન્યું જ ન હોય એમ વાંદરાએ પૂછ્યું.

'ભાઈ! રાજાના હુકમથી આ નગારાની ચોકી કરું છું.'

'નગારું? વાહ! મને જરા વગાડવા તો દે.'

'ના રે ભાઈ! રાજાનો સખત હુકમ છે કે કોઈ એને વગાડે નહિ.'

'પણ હું જરાક વગાડીશ તે કોણ જાણવાનું હતું?'

'અરે, એ તો એવું અદ્‌ભુત નગારું છે કે જરાક હાથ અડે તોપણ દૂર લગી એનો અવાજ સંભળાય. જોને, કોઇ અડતું નથી તો યે અંદરથી કેવો ધીમો મીઠો અવાજ નીકળે છે!' શિયાળે મધપૂડામાં મધમાખીનો ઝીણો ગણગણાટ સંભળાવી કહ્યું

આ જવાબથી તો વાંદરાની આતુરતા બમણી વધી. તેણે આગ્રહ પકડીને કહ્યું, 'દોસ્ત! જરાક અડવા તો દે.'

'ના રે ભાઈ, રાજા જો સાંભળી જાય તો મારા બે કકડા જ

કરે!' તેમતેમ તો વાંદરાની આતુરતા વધી. છેવટે વાંદરાનો ખૂબ આગ્રહ જોઈ શિયાળે કહ્યું, 'તારી બહુ મરજી છે તો ભલે; પણ હું અહીંથી જતો રહું ત્યાર પછી વગાડજે.' એમ કહીને શિયાળ તો થોડે દૂર જઈ ઝાડીમાં સંતાયું.



શિયાળ અદૃશ્ય થયું કે તરત વાંદરાએ લાંબો હાથ કરી જોરથી મધપૂડા પર માર્યો. એક પળમાં તો હજારો મધમાખીઓ ઉડીને એના શરીરે બાઝી પડી અને ચટકે ચટકા ભરવા લાગી. વાંદરાએ તો એની વેદનાથી બૂમાબૂમ કરી મૂકીઃ 'ઓ રે! મરી ગયો રે! મરી ગયો રે! ઓ શિયાળભાઇ મને બચાવો!'

દૂરથી શિયાળનો ખડખડ હસવાનો અવાજ સંભળાયોઃ 'દોસ્ત! કેળાં ખાઇને છાલ તેં જ ફેંકી હતી ને? દૂધ પી જઇને ખાલી તાંબડી તેં જ નાખેલી ને? શેરડી ચૂસીને કૂચા તેં જ ફેંક્યા હતા ને? લે, લેતો જા!'



# શિયાળની હોશિયારી

કોઈ ગામને સીમાડે એક શિયાળ પોતાની સ્ત્રી તથા પાંચ બચ્ચાં સાથે રહેતું હતું. એ ગામનાં કુતરાં વારંવાર એમને બહુ ત્રાસ આપતાં. આખરે કંટાળીને શિયાળે જંગલમાં રહેવા જવાનો નિશ્ચય કર્યો. એક સારો દિવસ જોઈ સાંજ પડતાં તે સહકુટુંબ ઘરની શોધમાં નીકળી પડ્યું.

થોડો વખત ચાલ્યા પછી જરા અંધારું થતાં એક ગાઢ જંગલ આગળ સૌ આવી પહોંચ્યાં. અંદર ગીચ ઝાડીમાં પેઠાં, ત્યાં એક વાઘની ગુફા જણાઈ. નાનાં શિયાળવાં તો વાઘની ગુફાની ગંધથી જ બીવા લાગ્યાં. પણ તેમના બાપે બધાંને હિંમત આપીને કહ્યું કે 'તમે ગભરાશો નહિ. વાઘ સાથે કેમ વર્તવું તે મને બરોબર આવડે છે.' એમ કહી એ એકલું આગળ ગયું. એણે ગુફામાં ડોકિયું કરી જોયું તો અંદર કોઈ નહોતું. વાઘ શિકારની શોધમાં બહાર ગયો હતો. ગુફાની અંદર એક ખૂણામાં મારેલું હરણ પડ્યું

હતું. એને પૂરું ખાધા પહેલાં જ વાઘ બીજા શિકારની શોધમાં નીકળી પડચો હતો.

શિયાળે તો પોતાનાં બૈરી છોકરાંને ગુફામાં બોલાવ્યાં ને કહ્યું, 'તમે અહીં બેસીને ખવાય તેટલું ખાઓ ને નિરાંતે આરામ લો.' પોતે પણ શિકારમાંથી ધરાઇને ખાધું. પછી પોતાની સ્ત્રીને કહ્યું, 'હવે તું અને છોકરાં સૌ સુઈ જાઓ. હું ગુફાની ટોચ પર વાઘની રાહ જોતો બેસું છું. જેવો એને આવતો દેખીશ કે હું ઉપર ખૂબ ટકોરા કરીશ. એ સાંભળીને તારે તરત જ છોકરાંને જગાડવાં ને ખૂબ મોટેથી રડવાનું કહેવું. પછી હું કારણ પૂછું કે શા માટે રડે છે, ત્યારે તારે મોટેથી કહેવું કે એમને ભૂખ લાગી છે.'

આમ કહીને શિયાળ તો ઉપર જઇને બેઠું. પહો ફાટચો. શિયાળે ઝાડીમાં ખડખડાટ સાંભળ્યો. સવારના ઝઝકળામાં એણે એક મોટા વાઘને પોતાના તરફ આવતો જોયો. ગોઠવણ પ્રમાણે શિયાળે એક પથ્થર વડે ટક, ટક, ટકોરા કરવા માંડ્યા. શિયાળવહુ એ સાંભળીને જાગી ઊઠયાં અને બચ્ચાંને પણ વહેલાંવહેલાં જગાડચાં. થોડી વારમાં તો શિયાળનાં બચ્ચાંઓએ 'હાઉ હાઉ હાઉ' કરી રડવાના અવાજથી જંગલને ગજાવી મૂક્યું.

'બચ્ચાં આટલાં બધાં રડે છે કેમ?' શિયાળે મોટો ઘાંટો પાડીને ઉપરથી પૂછ્યું.

'એમને બહુ જ ભૂખ લાગી છે ને ખાવાનું માગે છે.' શિયાળવહુએ નીચેથી ઘાંટો પાડી જવાબ દીધો. એટલે ઉપરથી શિયાળે કહ્યું, 'એમને કહે કે ધીરજ રાખે. સવાર પડી છે એટલે

હમણાં જ વાઘ ઘેર આવશે. પછી જોઈએ તેટલું ખાવાનું મળશે.'

વાઘને તો આ સાંભળીને ગભરામણ છૂટી. એને લાગ્યું કે આ વળી કેવું જનાવર હશે કે જે મારા ઘરમાં ભરાઈ બેસી મને જ ખાવાની પેરવી કરે છે! કોઇ બહુ જ ભયંકર પ્રાણી હોવું જોઈએ. આમ વિચારી એ તો જરા પણ તપાસ કર્યા વિના તરત પાછો ફર્યો ને ઉભી પૂંછડીએ જીવ લઇને નાઠો. નાસતાંનાસતાં તેને રસ્તામાં એક મોટો દાઢીવાળો વાંદરો મળ્યો. વાઘને આમ હાંફળો-હાંફળો નાસતો જોઇને તેણે પૂછ્યું, 'વાઘ કાકા, આટલા ઝડપથી ક્યાં દોડ્યા?'

'કોઈ વિચિત્ર પ્રાણી એના કુટુંબકબીલા સાથે મારા ઘરમાં ભરાઈ બેઠું છે. હું ઘેર પહોંચ્યો, ત્યાં તો જાણે મારી રાહ જ જોતું હોય એમ લાગ્યું. મેં એને એનાં બચ્ચાંને કહેતાં સાંભળ્યું કે હવે ધીરજ રાખો; હમણાં વાઘ આવતો હશે, એટલે પુષ્કળ ખાવાનું મળશે. સારે નસીબે મને એ જોઈ જાય તે પહેલાં હું નાસી છૂટ્યો.' વાઘે ખુલાસો કર્યો.

'દેખાવે એ કેવું હતું?' વાંદરાએ પણ નવાઈ લાગતાં પૂછ્યું.

'આમ તો શિયાળના જેવું લાગતું હતું.' વાઘે જવાબ દીધો.

આ સાંભળીને વાંદરાને તો પેટ પકડીને હસવું આવ્યું. 'ત્યારે એ તો શિયાળ જ! તમને બનાવી ગયું. તમે તો ભોળા છો. ચાલો મારી સાથે. શિયાળ તે વળી તમને ખાય, કે તમે એને ખાઓ!'

આ સાંભળી વાઘને કંઈક હિંમત આવી. પણ મરવાની બીકે પાછા જતાં તેનો જીવ ન ચાલ્યો. વાંદરાએ તેને ખૂબ ખાતરી

આપીને કહ્યું કે 'તમને મારા પર ભરોસો ન આવતો હોય તો મારી પૂંછડી સાથે તમારી પૂંછડીને બાંધો. શિયાળ તમને મારશે



તો મને પણ જીવતો નહિ જ જવા દે.'

એ સાંભળી વાઘને કંઈક ધરપત આવી ને બંને જણા પૂંછડાં

બાંધીને ગુફા તરફ ચાલ્યા. જેમ ઘર પાસે આવતું ગયું તેમ વાઘની હિંમત ઓછી થવા માંડી. એણે તો ધીમેધીમે સાવચેતીથી ચાલવા માંડ્યું, કે જરા પણ ભય દેખાતાં નાસી જવાય.

શિયાળ તો ગુફાની ટોચ પર બેઠું જ હતું. આ જોડીને આમ પૂંછડા સાથે પૂંછડું બાંધીને આવતી જોઈ તે મનમાં સમજી ગયું કે આ વાંદરાનું જ કારસ્તાન છે. એટલે એણે તો જોરથી બૂમ પાડી, 'શાબાશ, વાંદરાભાઈ શાબાશ! એને જલદી લાવો. અમે બધાં અરધાં ભૂખ્યાં છીએ. પણ તમે એક જ વાઘ કેમ લાવ્યા? હું તો ધારતો હતો કે બેત્રણ લાવશો!'

આ સાંભળતાં જ વાઘને શક ગયો કે વાંદરો પણ શિયાળનો મળતિયો છે, અને મને તે જાણીજોઇને ફસાવીને અહીં ઘસડી લાવ્યો છે! એ તો, આ વિચાર આવતાં જ એક પળ પણ થોભ્યા વિના જીવ લઈને પાછો નાઠો.

વાંદરાનું પૂંછડું તેના પૂંછડા સાથે એવું સજ્જડ બાંધેલું હતું કે એ પણ વાઘની પાછળ ઘસડાયો. ગમે તેટલી બૂમો પાડે, પણ વાઘ ઉભો જ શાનો રહે! આખરે વાંદરાની પૂંછડી તૂટી ને એ લોહીલુહાણ થઇને રસ્તામાં પડ્યો. વાઘ તો એવો નાઠો કે ફરી એ જંગલમાં દેખાયો જ નહિ. વાંદરાએ તે દહાડાથી કાન પકડ્યા કે બીજાની વાતમાં વચ્ચે પડવું નહિ; અને તેમાં યે બીકણની દોસ્તી તો કરવી જ નહિ.

શિયાળ તો, પોતાની યુક્તિ સફળ થઈ એટલે વાઘની ગુફામાં સહકુટુંબ આનંદથી રહેવા લાગ્યું.

# સસલાની યુક્તિ



ચોમાસાના દિવસ હતા. જ્યાંત્યાં લીલુંછમ ઘાસ ઉગી નીકળ્યું હતું. નદીનાળાં પણ પાણીથી તર હતાં. એક જંગલમાં ગધેડાનું એક બચ્ચું આનંદથી ચરતું હતું. એટલામાં શિકારની શોધમાં ભટકતું એક ભૂખ્યું વરુ ત્યાં આવી પહોંચ્યું. ગધેડાને જોઇ તે મનમાં મલકાયું કે આજ ઠીક ભોજન મળશે. પણ વરુ એને મારી નાખવા જાય છે ત્યાં ગધેડાએ કહ્યું, 'વરુ કાકા! મને આવડાને હમણાં મારીને શું કરશો? આ લીલુંલીલું ઘાસ ખાઈ હું તાજુંમાજું થાઉં, હમણાં છું તેના કરતાં બમણું જાડું બનું, પછી છ મહિના રહીને મને ખાજો.'

તાજુંમાજું ગધેડું ખાવાના વિચારે વરુના મોંમાં પણ પાણી છૂટયું. એણે કહ્યું, 'ઠીક ત્યારે; હું છ મહિના સુધી રાહ જોઈશ. પણ એક શરતે, કે છ મહિના પછી તું મને આ જ જગ્યાએ મળે.'

ગધેડાએ કબૂલ કર્યું એટલે વરુ તો બીજા શિકારની શોધમાં જતું રહ્યું.

છ મહિના તો જોતજોતાંમાં વીતી ગયા. વરુ તો ઠરાવેલી જગ્યાએ ગધેડાને શોધવા નીકળ્યું. જતાંજતાં રસ્તે એને એક શિયાળ મળ્યું.

'રામરામ વરુભાઈ! આમ ખુશ થતા થતા ક્યાં ચાલ્યા?' શિયાળે પૂછ્યું.

'અરે, આજે તો એક જાડાપાડા ગધેડાને ખાવાનો છે. એ ભોજનના વિચારે ખુશ થતો જાઉં છું.' વરુએ હોંશથી જવાબ દીધો.

'એ તો બહુ આનંદની વાત! પણ વરુભાઈ, ગધેડું તો આવડું મોટું. તમે ધરાઈને ખાશો તોપણ ઘણું વધશે. મને સાથે નહિ લઇ જાઓ?'

'ઘણી જ ખુશીથી, શિયાળભાઈ.' વરુએ જવાબ દીધો.

આ તરફ ગધેડું પણ નક્કી કરેલી જગ્યાએ જવા નીકળ્યું. આજે મોત આવશે એ વિચારે તે બહુ જ દુઃખી થતું ને રડતું-રડતું જતું હતું. એટલામાં રસ્તે એને એક સસલું મળ્યું.

'અરે ગધેડાભાઈ, ગધેડાભાઈ! શરીરે તો તાજામાજા અને જાડા લાગો છો, ને રડો છો શા દુઃખે?'

'સસલાભાઇ! મારું દુઃખ તો બહુ મોટું છે. છ મહિના પહેલાં મેં એક વરુને વચન આપેલું કે હું તાજુંમાજું થાઉં પછી મને ખાય. આજે એ દિવસ છે ને અમે નક્કી કરેલે ઠેકાણે હું પહોંચીશ એટલે એ મને મારી નાખશે.'

'ખરેખર, તમારું દુઃખ તો જબરું છે, ગધેડાભાઇ! પણ કંઈ ફીકર ન કરશો. હું તમને મદદ કરીશ.' એમ કહી સસલું તો વરુને આવવાનો રસ્તો હતો તે તરફ ગયું. છેટેથી તેણે વરુ તથા શિયાળ બંનેને આવતા જોયા. બંને પાસે આવ્યા એટલે સસલું કહે, 'રામરામ, વરુભાઈ ને શિયાળભાઈ! આમ આનંદમાં ક્યાં ચાલ્યા?

'રામરામ, રામરામ, સસલાભાઈ!' વરુએ કહ્યું; 'પેલી ખીણમાં એક ગધેડાને અમે મળવાનું નક્કી કર્યું છે ત્યાં જાઉં છું. આજે એને મારી ખાવાનું છે. શિયાળભાઇ પણ એ મીજબાનીમાં ભાગ લેવા આવે છે.'

'ત્યારે વરુભાઇ, મને પણ સાથે લઈ જાઓને! મારું પેટ તો કેવડુંક? તમે બે જણા ધરાઇને ખાશો તો યે મારા જેટલું થોડું તો જરૂર વધશે.'

'બહુ સારું, તમે પણ ચાલો.' વરુએ ઉદારતાથી જવાબ આપ્યો.

ત્રણે જણા ખીણમાં જઈ પહોંચ્યા. ત્યાં ગધેડું વાટ જ જોતું હતું. લીલુંલીલું ઘાસ ખાઇને તે એવું હૃષ્ટપુષ્ટ બન્યું હતું કે એને જોતાં જ વરુના મોંમાં પાણી છૂટ્યું અને બોલ્યું, 'ગધેડાભાઈ! આપણે નક્કી કર્યા પ્રમાણે હું આવી પહોંચ્યો છું. મારી સાથે આ મારા મિત્રો શિયાળભાઈ તથા સસલાભાઇને પણ લાવ્યો છું. તમને આવા જાડાપાડા જોઇ આનંદ થાય છે.'

એમ કહી એના ઉપર તરાપ મારીને તેને મારી નાખવાની તૈયારી કરવા માંડી. પણ એટલામાં તો સસલાએ એકદમ એને અટકાવી કહ્યું, 'વરુભાઈ! જરાક ઉભા રહો. મારે એક સૂચના

કરવાની છે. જુઓ તમે એને તમારી રીત પ્રમાણે ફાડી ખાશો તો ઘણું લોહી વહી જઈ નીચે માટીમાં મળી જશે. પરંતુ એના ગળામાં ફાંસો નાખી એને મારી નાખશો તો લોહીનું એક પણ ટીપું નકામું નહિ જાય.'

વરુને આ સૂચના ગમી અને તેણે સસલાને કહ્યું, 'તો તો બહુ સારું, સસલાભાઈ. તમારી વાત તો સાચી છે, પણ એને પાર કેમ પાડવી?'

'ઘણી જ સહેલાઈથી.' સસલાએ જવાબ દીધો. પાસે જ એક ભરવાડ રહે છે. એની પાસેથી દોરડું માગી લાવીએ. એનો ફાંસો બનાવી ગધેડાના ગળામાં નાખી આપણે ત્રણે જણા ખૂબ જોરથી ખેંચીએ.'

આ સૂચના પ્રમાણે શિયાળ તો ભરવાડને ત્યાંથી દોરડું લઇ આવ્યું.

'લાવો હું તમને બતાવું તેમ કરો.' કહીને સસલાએ દોરડું લીધું. તેને એક છેડે એક મોટો ગાળો કર્યો અને બીજે છેડે બે નાના નાના ગાળા કર્યા.

'આ મોટો ગાળો આપણે ગધેડાના ગળામાં પહેરાવીએ. બીજી તરફથી આપણે ત્રણે જણા ખેંચીશું તો જ આવડા મોટા ગધેડા પર કંઈક અસર થશે. માટે આ તરફનો એક ગાળો વરુ-ભાઈ તમારે ગળે પહેરો ને આ બીજો ગાળો શિયાળભાઈ પહેરે. હું છેડો પકડીશ. પછી એક, બે ને ત્રણ કહેતાંની સાથે જ ત્રણે જણ ખેંચીશું.'

## સસલાની યુક્તિ

વરુ તથા શિયાળને આ વાત ગળે ઉતરી અને સસલાના કહેવા પ્રમાણે બધાએ કર્યું.

'તૈયાર?' સસલાએ બૂમ પાડી.

બધાએ હા કહી એટલે 'એક, બે ને ત્રણ' એમ સસલાએ પાછી બૂમ પાડી, અને ત્રણે જણાએ જોરથી ખેંચવા માંડ્યું.

બીજી તરફ ગધેડું પણ બે ડગલાં પાછળ હઠ્યું. ગધેડાનો ભાર વધારે એટલે વરુ ને શિયાળનાં ગળાંમાં ફાંસો આવવા માંડ્યો.

'આ તરફ ખેંચો.' વરુએ બૂમ પાડી.

'તું જ ખેંચ.' શિયાળનું ગળું પણ દબાતું હતું.

'અરે બધા જ એકસાથે ખેંચો.' સસલાએ બૂમ પાડી ને દોરડું છોડી દીધું. ગધેડું તો એક તરફ ખેંચતું દોડવા લાગ્યું. બીજી તરફ વરુ ને શિયાળે જોર કર્યું, તોપણ તેઓ ગધેડાના જોરથી પાછળ ઘસડાવા લાગ્યા. થોડા વખતમાં તો ફાંસા સખત બેઠા એટલે બંનેનાં ગળાં ખૂબ દબાયાં ને તેઓ મરણ પામ્યા.

ગધેડાએ સસલાનો ખૂબ ઉપકાર માન્યો અને કુદતું નાચતું આનંદનો ભોંકાર કરતું ચરવા મંડી ગયું.



## સસલાની યુક્તિ





# ઉંદરનો દેશ

એક રાજાના તાબામાં બીજા દેશો સાથે ઉંદરોનો એક નાનકડો દેશ પણ હતો. એ મુલક ફળદ્રુપ હોવાથી ઉંદરો બારે માસ સંતોષ ને સુખચેનથી રહેતા. એક વર્ષ વરસાદ ન પડ્યો અને દુકાળને લીધે કંઈ પણ અનાજ થયું નહિ. ઉંદરોએ જોયું કે વર્ષ પૂરું થતાં પહેલાં તો એમનું હતું એટલું પણ અનાજ ખૂટી જશે ને ભૂખે મરવાનો વારો આવશે. એટલે ઉંદરોના રાજાએ શું કરવું તેનો નિશ્ચય કરવા પોતાના અમલદારોને એકઠા કર્યા.

બધા એકમત પર આવ્યા કે રાજા પાસે જઈ આ વર્ષને માટે અનાજની માગણી કરવી, અને શરત કરવી કે આવતે વર્ષે વરસાદ સારો થાય તો એમની પાસેથી જેટલું અનાજ લીધું હોય તેનાથી બમણું પાછું આપવું. ઉંદરના રાજાએ તો ખૂબ સારા કપડાં પહેરી, બની. ઠની, રાજાના દરબારમાં જવાની તૈયારી કરી. રાજમહેલના દરવાજા આગળ પહોંચ્યો ત્યાં દરવાને અટકાવ્યો ને પૂછ્યું, 'ક્યાં જાય છે?'

'મારે રાજાજીની રૂબરૂ એક અરજ કરવાની છે.' ઉંદરે જવાબ દીધો.

રાજાએ જ્યારે સાંભળ્યું કે કોઈ ઉંદર તેને મળવા માગે છે ત્યારે તેને ગમ્મત જેવું લાગ્યું ને ઉંદરને અંદર બોલાવવાનો હુકમ કર્યો.



ઉંદરે અંદર આવી રાજાના તખ્ત પાસે જઈ ઘણી જ નમ્રતાપૂર્વક નમસ્કાર કર્યા ને એક રેશમનો દોરો નઝર કર્યો.

'આવો મૂષકરાજ! તમારે શી અરજ ગુજારવી છે?'

'મહારાજ! આ વર્ષે વરસાદ સારો ન પડવાથી અમારા મુલકમાં

અનાજ પાક્યું નથી. વર્ષ પૂરતું અનાજ જો અમને ન મળે તો ભૂખમરો વેઠ્યા સિવાય છૂટકો નથી. મારી પ્રજા તરફથી આપને હું વિનંતિ કરવા આવ્યો છું કે આપ અમારી મદદે આવો. અમને આ વર્ષે ચાલે એટલું અનાજ આપવાની કૃપા કરશો તો આવતે વર્ષે એથી બમણું અનાજ આપને પાછું આપી દઇશું.'

'તમારે કેટલું અનાજ જોઇશે?' રાજાએ પૂછ્યું.

'આપનો એક કોઠાર ભરાય એટલું જોઇએ.' ઉંદરે કહ્યું.

'એટલું અનાજ આપુ તો ખરો, પણ તમે અહીંથી એટલું બધું કેવી રીતે લઇ જઈ શકશો?'

'એ કામ અમારું છે. આપ પરવાનગી આપો એટલે બસ.'

રાજાએ કોઠાર ભરીને જુવાર આપવાનું કબૂલ કર્યું અને પોતાના અમલદારને હુકમ કર્યો કે 'કોઠારનાં બારણાં ઉઘાડાં રાખવાં ને ઉંદરોથી જેટલી જુવાર લઈ જવાય તેટલી તેમાંથી લઈ જવા દેવી.'

તે રાત્રે ઉંદરોના રાજાએ એની સમસ્ત પ્રજાને એકઠી કરી. હજારો ને લાખો ઉંદરોનાં ટોળાં કોઠારમાં જઇ એકેએક દાણો લઈ આવ્યા. સવાર પડતાં સુધીમાં તો એક પણ દાણો કોઠારમાં રહ્યો નહિ.

સવારે રાજાજી કોઠાર તપાસવા ગયા તો કોઠાર ખાલી ખમ! એમને એ જોઈને બહુ જ નવાઈ લાગી ને ઉંદરોની શક્તિ વિષે માન ઉપજ્યું. બીજે વર્ષે જ્યારે ઉંદરોના રાજાએ પોતાનું વચન પાળી બમણા અનાજથી રાજાના કોઠાર ભરી આપ્યા ત્યારે રાજાને લાગ્યું કે ઉંદરો ભરોસાપાત્ર તેમજ હોશિયાર છે.

થોડા વખત પછી એક મોટા રાજાએ આ રાજા પર ચડાઈ

કરી. બંને રાજાના પ્રદેશ વચ્ચે એક નદી વહેતી હતી. સામેનો રાજા વધારે બળવાન ને ધનવાન હતો. એણે તો મોટું લશ્કર એકઠું કરી નદીને કિનારે પડાવ નાખ્યો.

ઉંદરોએ જ્યારે આ વાત સાંભળી ત્યારે એમને બહુ દુઃખ થયું. સામો રાજા જો ચડાઈ કરશે તો આપણા ભલા રાજાને જરૂર હરાવશે અને તેથી આપણને પણ ગેરફાયદો થશે. આવો વિચાર કરી ઉંદરોનો રાજા ફરી રાજદરબારમાં ગયો.

રાજાએ જાણ્યું કે ઉંદરોનો રાજા મળવા માગે છે એટલે તરત જ તેને અંદર બોલાવ્યો. રાજાને દુઃખી જોઈ ઉંદરે કહ્યું, 'મહારાજ! આપની હજુરમાં હું બીજી વખત આવ્યો છું. ગઇ વખત આપે મારી પ્રજા પર જે દયા કરી છે તેને માટે અમે આપના હમેશના ઋણી છીએ. આ વખત હું એટલા માટે આવ્યો છું કે અમારાથી બનતી મદદ કરી એ ઋણમાંથી મુક્ત થઇએ.' દુઃખમાં પણ ઉંદરના આ શબ્દો સાંભળી રાજાને હસવું આવ્યું.

'આવે વખતે ઉંદરો તે શી મદદ કરી શકે? એક મોટો દુશ્મન રાજા અહીં ચડી આવે છે. મારા લશ્કર કરતાં એનું લશ્કર બહુ જ મોટું છે. એની પાસે સાધનો પણ પુષ્કળ છે. એટલે જરૂર એની જીત થવાની. ઉંદરોથી તે એમાં શું થઈ શકવાનું હતું?'

'મહારાજ! આપને યાદ છે? ગઇ વખત અમે આપનો કોઠાર ઠાલવી જઇશું અને આપનું અનાજ વ્યાજ સાથે પાછું આપી જઇશું એ વિષે પણ આપને શંકા હતી. તે છતાં અમે એ બંને કામ કરી દેખાડ્યાં. આ વખત પણ અમારા પર વિશ્વાસ રાખો. આપ જો

એકબે વસ્તુ અમને કરી આપો તો અમે જરૂર દુશ્મનને હરાવીશું.'

રાજાના મન પર આની ઉંડી અસર થઈ. તેણે કહ્યું, 'ઠીક છે. તમે કહો છો તે ખરૂં છે. બોલો, તમારે શું જોઇએ છે?'

'કાલ સાંજ સુધીમાં એક ફૂટ લાંબી એવી એક લાખ લાકડીઓ નદીને કિનારે હારબંધ ગોઠવી આપો. જો આટલું આપ કરી આપો તો અમે દુશ્મનના લશ્કરમાં એવો ત્રાસ વર્તાવીશું કે એ લોકોને પાછા હઠવું પડશે. અને એના બદલામાં અમે માત્ર બે જ ચીજ અમારા દેશના રક્ષણ માટે માગીશું.'

'તમારા રક્ષણ માટે શું કરવાનું છે તે કહો તો હું મારાથી બનતું કરીશ.'

'અમને બે તરફનો ભય છેઃ એક બિલાડીઓનો ને બીજો નદીમાં પૂર આવે તેનો. નદીમાં પૂર આવે છે ત્યારે અમારા દેશમાં પાણી ભરાઇ જાય છે. આપ જો ત્યાં એક મજબૂત બંધ બંધાવો તો અમારાં જાન માલનું રક્ષણ થાય. અને બિલાડી એટલે અમારી કટ્ટી વેરી. એટલે આપને એટલી જ વિનંતિ કરવાની કે આપના રાજ્યમાંથી એને દેશપાર કરો.'

'બહુ સારું' રાજાએ જવાબ દીધો, 'મારા રાજ્યને આ શત્રુના ભયથી છોડાવો તો તમારા કહ્યા પ્રમાણે કરવાને તૈયાર છું.'

આ સાંભળી ઉંદરના રાજાએ ખૂબ નીચા વળીને પ્રણામ કર્યા ને ખુશ થતો થતો પોતાને દેશ પાછો ફર્યો.

બીજે દિવસે સાંજ પડતાં તો એણે જુવાન ઉંદરડાઓને ઢંઢેરો પીટાવી એકઠા કર્યા, અને અંધારું થતાં તો લાખો ઉંદરોનું જંગી

લશ્કર લઈ નદી કિનારે પહોંચ્યો. કિનારા પર હારબંધ લાકડીઓ તૈયાર હતી. ઉંદરોએ તો લાકડીઓને પાણીમાં તરતી મૂકી, અને એકેક લાકડી પર બે ત્રણ જણ સવાર થઇ નદીને પેલે પાર ચાલ્યા. મધરાત પહેલાં તો બધા ઉંદર ત્યાં પહોંચી ગયા.

દુશ્મનના પડાવમાં બધું શાંત હતું. સિપાઇઓ નિરાંતે ઘોરતા હતા. કેટલાએક તંબુમાં, તો કેટલાએક તંબુની બહાર ખુલ્લામાં તલવાર, બંદૂક પાસે રાખીને સુતા હતા. ઉંદરોના રાજાએ હુકમ કર્યો એટલે ઉંદરો છૂટાછવાયા આખા પડાવમાં વહેંચાઈ ગયા. દરેક જણે થોડા વખતમાં જેટલું નુકસાન થઇ શકે તેટલું કર્યું. કેટલાકે તંબુની દોરીઓ કરડી ખાધી; કેટલાકે બંદૂક ભેરવવાની ચામડાની પટ્ટીઓ કરડી ખાધી; કેટલાકે તોપોની જામગરીઓ કરડી ખાધી; કેટલાકે સિપાઇઓના કપડાં કરડ્યાં; કોઈ મશ્કરા ઉંદરોએ તો કેટલા સિપાઈનાં દાઢીમૂછ ને માથાના વાળ પણ કરડી ખાધાં! થોડા વખતમાં બધાએ મળીને તો તંબુઓ, કપડાંલત્તાં, હથિયાર અનાજ અને બીજી ખાવાની વસ્તુઓનું ખેદાનમેદાન કરી નાખ્યું અને બે કલાકમાં તો પાછા બધા નદી કિનારે એકઠા થયા અને લાકડી પર સવાર થઈ ઘર તરફ પાછા વળ્યા. આ બધું એટલી ઝડપથી ને એટલી ચૂપકીદીથી તેમણે કર્યું કે દુશ્મનોને અણસાર સરખો પણ ગયો નહિ.

બીજે દિવસે સવાર પડતાં તો દુશ્મનના પડાવમાં હોહા થઈ ગઈ. ઊંઘમાંથી ઊઠીને સિપાઇઓ જુએ તો એમનાં કપડાં કરડી ખાધેલાં! માથે ચોટલી મળે નહિ. દાઢી પણ સાફ! ન મળે ધનુષ્યની દોરી

કે ન મળે બંદૂક ભેરવવાની પટ્ટી. ખોરાક પણ ગેબ. દરેક જણ એકબીજાને માથે દગાનું આળ ચડાવવા બેઠા. થોડા વખતમાં તો આખા પડાવમાં ભારે ગરબડ મચી રહી.

આણી તરફ ભલા રાજાના લશ્કરે રણશિંગાં ફુંકાવ્યાં ને ગોળીબહાર કરવા શરૂ કર્યા. હલ્લો કરશે તો શું કરીશું એ વિચારે દુશ્મનનું લશ્કર ગભરાટમાં પડયું ને છિન્નભિન્ન થઈ નાઠું. થોડીવારમાં તો સામે કિનારે એક પણ માણસ રહ્યું નહિ.

રાજાએ આ હકીકત જાણી ત્યારે એના આનંદનો પાર ન રહ્યો. ઉંદરના રાજાને બોલાવી એનો ખૂબ ઉપકાર માન્યો. પછી પોતાના વચન પ્રમાણે તેણે નદી કિનારે મોટી પાળ બંધાવવી શરુ કરી ને રાજ્યમાં ઢંઢેરો પીટાવ્યો કે 'જે કોઇ ઘરમાં બિલાડી પાળશે તેને મોતની શિક્ષા થશે.'

આ પછી દુશ્મન રાજાને કહેવડાવ્યું કે 'આ વખત તો મારા ઉંદરોએ જ તમને હરાવ્યા, પણ હવે બીજી વખત બીજા જનાવરોને મોકલીશ. જો એથી યે નહિ માનો તો છેવટે મારા શૂરવીર યોદ્ધાઓ સાથે આવી જડમૂળથી તમારો નાશ કરીશ.'

સામા રાજાએ જ્યારે આ સાંભળ્યું ત્યારે એને લાગ્યું કે જે રાજ્યના ઉંદરો આવા હોશિયાર ને બળવાન છે તે રાજ્યના લોકો તો કેટલા જબરા હશે! એણે સલાહ કરવામાં જ ડહાપણ માન્યું. ત્યાર પછી બંને રાજ્યો સલાહસંપથી રહેવા લાગ્યાં ને બધાએ ખાઈપીને મજાહ કરી.

# ઉંદરડીનાં ત્રણ બચ્ચાં

એક રાજાના મહેલથી થોડે દૂર ખેતરમાં એક ઉંદરડી રહેતી હતી. જ્યારે એ વિયાવાની થઇ ત્યારે એણે પરમેશ્વરની પ્રાર્થના કરી કે 'હે ઈશ્વર! મારું બાળક વાઘ જેવું જોરાવર થાય.'

પરમેશ્વરે એની પ્રાર્થના સાંભળી ને ઉંદરડીને એક બચ્ચું થયું તે ખરેખરું જ વાઘ હતું!' વાઘ તો ધીમેધીમે મોટો થયો એટલે માને કહે કે 'મા! હું તો જંગલમાં જ્યાં મારા જેવા વાઘો વસે છે ત્યાં જઈશ. પણ જે વખતે તારે મારી મદદ જોઇએ ત્યારે પેલી ઝાડીમાં જજે અને મારા આ વાળ ચારે દિશામાં ઉડાડી ત્રણ વાર મારું નામ લેજે એટલે તરત હું હાજર થઇશ.'

એમ કહી વાઘે ઉંદરડીને પોતાના વાળ આપ્યા ને જંગલમાં ચાલ્યો ગયો.

થોડા વખત પછી, ઉંદરડી પાછી વિયાવાની થઈ. એણે તો પરમેશ્વરની પ્રાર્થના કરી કે 'હે પ્રભુ! મારું બચ્ચું મોર જેવું સુંદર આવે.' પરમેશ્વરે ઉંદરડીની પ્રાર્થના સાંભળી ને જે બચ્ચું આવ્યું તે ખરેખર જ મોરના જેવું હતું! મોર તો થોડા વખતમાં જ સુંદર ને મોટો થયો. એની કળા ને એનો નાચ જોઈ ઉંદરડી મા રાજીરાજી થતી. થોડા વખત પછી એણે પણ માની રજા માગી કે 'મા! મને મારા જેવા મોર વસે છે ત્યાં જવા દે. એમની

વચ્ચે રહી હું મારું ગુજરાન ચલાવી શકીશ. પરંતુ જ્યારે પણ મારી જરૂર પડે ત્યારે પેલા ડુંગરની ટોચે જઈ આ મારાં પીછાં ચારે દિશામાં ઉડાડી ત્રણ વખત મારું નામ લેશો તો હું તરત હાજર થઈશ.'

થોડા વખત પછી ઉંદરડી વળી વિયાવાની થઇ. આ વખત તો એણે ઇશ્વરની પ્રાર્થના કરી કે 'હે પરમાત્મા! મારું બાળક ડહાપણવાળું, પૈસાદાર અને સત્તાવાન માનવી આવે.' પરમેશ્વરે ઉંદરડીની આ પ્રાર્થના પણ સાંભળી. ખરેખર ઉંદરડીનું એ બચ્ચું માણસના બાળક જેવું જ હતું. છોકરો જ્યારે મોટો થયો ત્યારે ઉંદરડીને બીક લાગવા માંડી કે એના ભાઇઓની માફક એ પણ મને છોડીને જતો રહેશે. એટલે ઉંદરડીએ તો છોકરા પાસેથી વચન લીધું કે માને છોડી એણે કોઈપણ ઠેકાણે જવું નહિ.

એક દિવસ રાજાનો હજામ ખેતરમાં થઇને જતો હતો. તેણે આ તેજસ્વી છોકરાને ઉંદરડીના દર પાસે રમતાં જોયો. એ કોણ છે એ જાણવાની જિજ્ઞાસા થતાં હજામે પાસે જઈ છોકરાને પૂછ્યું, 'તારા વાળ કેટલા બધા મોટા થઇ ગયા છે! મારી પાસે કપાવીશ? તારા નખ પણ વધી ગયા છે. મારી પાસે લેવડાવીશ?'

છોકરાએ હા કહી એટલે હજામે ત્યાં જ બેસી વાળ કાપવા માંડ્યા. વાળ કાપતાં નીચે પડે કે તે હીરા મોતી બની જાય! એના નખ લીધા તો તે પણ જમીન પર પડતાં જ માણેક બની ગયા! હજામની અજાયબીનો પાર ન રહ્યો. એણે તો આ કૌતુક રાજાને કહેવાનો નિશ્ચય કર્યો ને દરબારમાં ગયો. રાજાની હજામત

કરતાં એણે તો એ અદ્ભુત વાત રાજાને કહી. રાજા બહુ જ લોભી હતો. તેણે પેલા છોકરાને પોતાની પાસે રાખવાનો નિશ્ચય કરી, એને બોલાવી લાવવા માણસો મોકલ્યાં. માને વચન આપેલું એટલે છોકરાએ તો દર છોડી મહેલમાં રહેવા જવાની ચોખ્ખી ના કહી. રાજાને આથી બહુ જ ગુસ્સો ચડયો ને છોકરાને પકડી લાવવાનો હુકમ કર્યો. સીપાઇઓ છોકરાને બાંધીને રાજા પાસે લાવ્યા. રાજાએ કહ્યું, 'મારો હુકમ નહિ માને તો ભારે શિક્ષા થશે.'

'મારી માને છોડી હું અહીં રહી શકું તેમ નથી. બીજો જે હુકમ રાજાજી ફરમાવશે તે કરવા તૈયાર છું.'

'એમ છે? તો આ મહેલના ચાર દરવાજાના રક્ષણ માટે મારી ચાર મોટા વાઘ જોઇએ છીએ તે લઈ આવ; નહિતર તારી માને નાખી તને ગુલામ બનાવવામાં આવશે. પણ જો તું ચાર વાઘ લાવી આપીશ તો મારી કુંવરી સાથે પરણાવી તને અડધું રાજ્ય આપીશ.'

છોકરો તો દુઃખી થતો મા પાસે ગયો ને બધી વાત કહી. ઉંદરડીએ એને ધીરજ આપીને કહ્યું કે 'ગભરા મા. આ વાઘના વાળ લઇ પેલી ઝાડીમાં જા. ચારે દિશામાં વાળને ફેંકી ત્રણ વાર વાઘનું નામ લેજે એટલે તારો ભાઇ તારી મદદે આવશે.'

છોકરો તો વાળ લઈ ઝાડીમાં ગયો. વાળને ચારે દિશામાં ઉડાડી એણે ત્રણ વખત વાઘનું નામ પોકાર્યું, 'વાઘભાઈ! વાઘભાઈ! વાઘભાઈ!' પૂરું બોલી ન રહ્યો ત્યાં તો એણે મોટી ત્રાડ સાંભળી ને જોતજોતામાં એક જંગી વાઘ એની આગળ આવી

ઉભો રહ્યો.

'ભાઇ! હું આ આવ્યો; તને મારું શું કામ પડ્યું?'

'વાઘભાઈ!' છોકરાએ જવાબ દીધો; 'રાજાએ મને એના મહેલના ચાર દરવાજાની ચોકી કરવા ચાર વાઘ લાવવાનો હુકમ કર્યો છે. જો હું એ કામ ન કરી શકું તો આપણી માને એ મારી નાખશે ને મને ગુલામ બનાવશે.'

આ સાંભળી વાઘ ખૂબ જોરથી હસ્યો. 'બસ એટલું જ ને? એમાં તે શું? ચાર તો શું પણ તને સો વાઘ આણી આપીશ.'

એણે તો મોં ફાડી ભયંકર ગર્જનાઓ કરવા માંડી. થોડી વારમાં તો જંગલ વાઘથી ઉભરાઇ ગયું. ચારે દિશામાંથી વાઘ દોડી આવવા લાગ્યા. સો વાઘ એકઠા થયા એટલે પેલા વાઘે છોકરાને પોતાની પીઠ પર બેસી જવા કહ્યું. છોકરો વાઘની પીઠ પર બેઠો ને વાઘની સવારી રાજાના મહેલ તરફ ચાલી.

વાઘના આવડા મોટા લશ્કરને જોઈ રાજમહેલમાં તો દોડાદોડ થઇ રહી. નોકરો ગભરાઈને અહીંથી તહીં નાસવા લાગ્યા. આ કોલાહલનું કારણ પૂછતાં રાજાને જણાયું કે પેલો છોકરો વાઘનું લશ્કર લઇ આવે છે. રાજા મનમાં તો બહુ જ ગભરાયો, પણ માણસોને શાંત પાડી છોકરાને પોતાની પાસે લાવવા હુકમ કર્યો. છોકરો વાઘ પર બેસી સીધો રાજા પાસે ગયો. એની પાછળ સો વાઘ પણ ગયા. છેક સિંહાસનની પાસે પહોંચી છોકરાએ કહ્યું, 'હે રાજા! જંગલમાં જેટલા સારા વાઘ હતા તેટલા બધા હું લાવ્યો છું. તમારે જે ચાર જોઇએ તે પસંદ કરી લો.'

રાજાને તો આ સાંભળી બહુ જ નવાઈ લાગી. એણે ચાર વાઘ પસંદ કરી બીજાને રજા આપી. છોકરાને મેળવવાની પોતાની આ યુક્તિ નિષ્ફળ ગઈ તેથી રાજા ગુસ્સે થયો. એણે તો ફરીથી છોકરાને પકડી લાવવાનો હુકમ કર્યો.

છોકરો આવ્યો એટલે રાજાએ કહ્યું, 'હજી મારું એક કામ બાકી છે. મારા મહેલના સોનાના ચાર કળશ પર મૂકવા ચાર જીવતા મોર જોઇએ છે. જો તું લાવી આપીશ તો મારી કુંવરી તને પરણાવી અડધું રાજ્ય આપીશ; ને જો નહિ લાવી આપે તો તારી માને મારી તને ગુલામ બનાવીશ.'

છોકરો તો પાછો દુઃખી થતો મા પાસે ગયો ને બધી હકીકત કહી. માએ ધીરજ આપીને કહ્યું, 'બેટા ગભરા ના! આ મોરનાં પીછાં લેઇને પેલા ડુંગર પર જા અને ચારે દિશામાં પીછાં ઉડાડી ત્રણ વાર મોરના નામનો પોકાર કર.'

છોકરો તો પીછાં લઈ ડુંગર પર ચડ્યો. ચાર દિશામાં ચાર પીછાં ઉડાડ્યાં અને ત્રણ વાર બૂમ પાડી, 'મોરભાઈ! મોરભાઈ! મોરભાઈ!' થોડી વારમાં જ પાંખોનો ફડફડાટ સંભળાયો અને એક ભવ્ય મોર આકાશમાંથી નીચે ઉતરી આવ્યો.

'મોરભાઇ!' છોકરાએ કહ્યું, 'રાજાએ હુકમ કર્યો છે કે એમના મહેલના સોનાના ચાર કળશ પર મૂકવાને મારે ચાર જીવતા મોર લાવી આપવા, ને જો ન લાવી આપુ તો આપણી માને મારી નાખશે ને મને ગુલામ બનાવશે.'

'ઓહો! એમાં શું?' મોરે કહ્યું; 'એ તો બહુ સહેલું કામ છે.

પછી એક ઉંચા ઝાડની ટોચ પર બેસીને મોર તો ચારે બાજુ જોરથી ટહૂકાર કરવા લાગ્યો. જોતજોતાંમાં આકાશ મોરથી છવાઈ ગયું. ગગનમાં સુંદર ભાત પાડતાં મોરોનાં ટોળાં ડુંગર પર આવી પહોંચ્યાં. મોરે બધી હકીકત સમજાવી ને કહ્યું, 'ચાલો હમણાં જ રાજમહેલ તરફ જઈએ.' ચાર મજબૂત મોરોએ મળી છોકરાને પોતાના પંજા વડે ઉચકી લીધો અને બધા રાજમહેલ તરફ ઉડવા લાગ્યા.

આટલા બધા મોરને આઘેથી આવતા જોઈ રાજાના નોકરો રાજાને ખબર કરવા દોડયા. રાજા દરબારીઓને લઈ અગાસી પર ચડયો ને મોરની રાહ જોતો ઉભો.

મોરોએ છોકરાને રાજા આગળ મૂકયો અને બધા હારબંધ કળા કરી એની પાછળ ઉભા રહ્યા. પછી છોકરાએ કહ્યું, 'હે રાજા! જંગલમાંથી સારામાં સારા મોર લાવ્યો છું. તમને ગમે તે ચાર પસંદ કરી લો.'

છોકરાનું આ પરાક્રમ જોઈ રાજાને નવાઈ તો બહુ જ લાગી. એણે ચાર મોર પસંદ કરી બીજાને રજા આપી. પણ રાજાને તો છોકરાના વાળમાંથી બનતાં રત્નો લેવાનો લોભ હતો. એટલે કંઈ વધારે અસંભવિત કામ સોંપીને એને તાબે કરવાનો નિશ્ચય કર્યો. છોકરાને વળી પાછો બોલાવી હુકમ કર્યો કે 'તારી ઉંદરડી મા એકલે હાથે મારા હાથી સાથે લડી એને હરાવશે નહિ તો હું એને મારી નાખીશ ને તને ગુલામ બનાવીશ.' આ સાંભળી છોકરો તો બહુ જ દુઃખી થયો. એક નાની શી ઉંદરડી મોટા

હાથી સાથે લડી એને હરાવે એ એને અસંભવિત લાગ્યું. ઘેર આવી દુઃખિત હૃદયે તેણે માને બધી હકીકત કહી. ઉંદરડીએ એને ફરી ધીરજ આપતાં કહ્યું, 'ગભરાય છે શું કામ? હું કહું તે પ્રમાણે કર. મારા શરીર પર ઝેર રેડ ને એક લાંબી દોરી મારી પૂંછડીએ બાંધ.'

છોકરાએ તે પ્રમાણે કર્યું ને ઉંદરડીને પોતાના ગજવામાં સંતાડી રાજા પાસે ગયો ને જણાવ્યું કે 'મારી મા તમારા હાથી સાથે લડવા તૈયાર છે.'

ઉંદર–હાથીની લડાઇ જોવા હજારો લોકોની મેદની ભરાઇ હતી. રાજા પોતાના દરબારીઓ સાથે આવ્યો હતો. અગડને એક છેડે રાજાના માતેલા હાથીને સાંકળેથી બાંધેલો હતો. બીજે છેડે છોકરો ઉભો રહ્યો. નિશાની થતાં જ હાથી છૂટયો ને ગાંડાની માફક સૂંઢ ઉંચી કરી છોકરા તરફ ધસ્યો. જેવો હાથીને સામેથી આવતો જોયો કે ઉંદરડી બહાર કૂદી પડીને હાથીની સામે દોડી, ને કૂદતીકને એના પગ પર ચડી ગઇ. આવડું નાનું જનાવર આડે ક્યાંથી આવ્યું તે જોવા હાથી પળ વાર થોભ્યો ને સૂંઢ નીચી કરી એને પકડવા ગયો. ત્યાં તો ઉંદરડી હાથીની સૂંઢમાં પેસી જઇ ઉપર ચડવા મંડી ગઇ ને થોડીવારમાં તો હાથીના તાળવાની અંદર પહોંચી ગઇ. ત્યાં ખૂબ દોડાદોડી કરી એક ઠેકાણે જોરથી બચકું ભરી પોતાના શરીર પરનું ઝેર ઘામાં ભેળવી દીધું.

હાથીને તો શું થયું તે સમજણ ન પડવાથી આખા મેદાનમાં દુઃખની કારમી ચીસો નાખતો ને સૂંઢમાં જે આવે તેનો

કચ્ચરઘાણુ કાઢતો આમથી તેમ ગાંડાની માફક દોડવા લાગ્યો. થોડીવારમાં તો કાતીલ ઝેરની અસર તેના શરીરમાં વ્યાપી ગઇ. તે જમીન પર ઢળી પડચો ને થોડીવારમાં મરણુ પામ્યો. છોકરાએ પછી દોરી ખેંચી પોતાની માને સૂંઢમાંથી બહાર કાઢી લીધી.

આ પરાક્રમ પછી તો રાજાને વચન પાળ્યા વિના છૂટકો જ નહોતો. એણે ખૂબ ધામધૂમથી પોતાની ખૂબસૂરત કુંવરીને એ બહાદુર છોકરા સાથે પરણાવી ને પહેરામણીમાં અડધું રાજ્ય આપ્યું. બધાંએ ખાઈપીને મોજ કરી.

# હીરામણ પોપટ

એક પારધી હતો. તે રોજ જંગલમાંથી પક્ષીઓ પકડી લાવી શહેરમાં વેચતો. એક દિવસ તેની વહુએ કહ્યું કે આજે તો જે પક્ષી પકડાય તેને વેચવાને બદલે આપણે જ રાંધીને ખાઇશું. તે દિવસ ક્યાંય લગી તો એકે પક્ષી હાથ આવ્યું નહિ. છેવટે સાંજ પડવા આવી અને પારધી ઘેર જવાની તૈયારી કરતો હતો ત્યાં એક નાનો લીલા રંગનો હીરામણ પોપટ જાળમાં સપડાયો. પારધીની સ્ત્રી બોલી, 'આપણે આ નાના પક્ષીને રાંધી ખાઇશું તો તેમાંથી જરા જેટલું માંસ ખાવા મળશે, તેના કરતાં તો આપણે રાજાજીને ત્યાં જઇ તેને વેચીશું તો કંઈ સારા પૈસા આવશે.' આમ વાત કરતાં હતાં ત્યાં પોપટે જ ટાપસી પૂરી કે 'બાઈ! મને મારી ન નાખશો; મને રાજાજીને ત્યાં વેચી આવશો તો તમને જરૂર ફાયદો થશે.' પોપટને આમ શુદ્ધ ભાષા બોલતો સાંભળી ધણીધણિયાણીને બહુ નવાઇ લાગી. પછી પારધીએ પૂછ્યું 'રાજાજીને તારી શી કિંમત કહીએ?' ત્યારે પોપટે કહ્યું કે 'તમે મને ત્યાં લઇ જાઓ. કિંમત વિષે રાજાજી પૂછે તો કહેજો કે પોપટને જ પૂછો. તે જે કહે તે અમારે કબૂલ છે.'

પછી પારધી તો પોપટને લઇ રાજા પાસે ગયો. રાજાને પણ

આ સુંદર પક્ષીને જોઈ ખરીદવાનું મન થયું અને પારધીને એની કિંમત પૂછી. પારધીએ તો હાથ જોડી કહ્યું, 'મહારાજ! આપ પોપટને જ પૂછી જુઓ.' રાજાને તો જરા હસવું આવ્યું કે રૂપિયા આના પાઈમાં તે વળી પોપટ શું સમજે? પણ પછી પોપટ તરફ ફરી એની કિંમત પૂછી. પોપટ બોલ્યો, 'રાજાજી! મારી કિંમત દસ હજાર રૂપિયા છે. તમે મને રાખી લેશો તો આગળ જતાં હું તમને ઘણો જ ઉપયોગી થઇ પડીશ.' રાજાને પોપટની કિંમત વધારે તો લાગી, પણ આ નાનકડા પોપટને આવાં વચન બોલતો સાંભળી એને ખરીદવાને તે વધારે લલચાયો. એણે પારધીને દસ હજાર રૂપિયા આપવાનો પ્રધાનને હુકમ કર્યો.

હીરામણ તો રોજ રાજા સાથે જ્ઞાન અને ધર્મની વાતો કરે; મીઠા અવાજે તેત્રીસ કરોડ દેવોની સ્તુતિ રાજાને સંભળાવે. રાજાને તો હીરામણનો સહવાસ એટલો ગમવા લાગ્યો કે થોડા વખતમાં તો પોપટ રાજાનો માનીતો થઈ ગયો. એના વિના ઘડી પણ રાજાને ચેન ન પડે. રાજકાજમાંથી પરવારે કે સીધો પોપટ પાસે જ જાય. રાજાની છ રાણીઓથી આ ખમાય નહિ. તેમને હીરામણની એટલી અદેખાઇ આવી, કે આખરે છ યે જણે નિશ્ચય કર્યો કે ગમે તેમ કરી પોપટને રાજા પાસેથી દૂર કરવો.

એક વખત રાજા શિકારે ગયો હતો અને બેત્રણ દિવસ શિકારગાહે રહેવાનો હતો. આ લાગ સાધી રાણીઓએ હીરામણનું કાટલું કાઢવાનો વિચાર કર્યો. બધીએ મળી એમ નક્કી કર્યું કે હીરામણને પૂછવું કે અમારા છમાં સૌથી કદરૂપી કોણ છે. જેનું

નામ હીરામણ દે તેણે એનો ટોટો પકડી મારી નાખવો. આમ ઠરાવ કરી છ યે જણી હીરામણના પાંજરા પાસે ગઈ. ત્યાં તો હીરામણ તેત્રીસ કોટિ દેવોનાં નામોનો ઉચ્ચાર કરી રહ્યો હતો. પોપટનો મીઠો કંઠ સાંભળી છ યે રાણીનાં મન પીગળ્યાં ને તે દિવસે તો પાછી ચાલી ગઈ. પણ બીજે દિવસે તેઓ વધારે દૃઢ નિશ્ચય કરીને પોપટ પાસે ગઈ અને તેને પૂછ્યું કે 'અમારામાં સૌથી કદરૂપુ કોણ છે?'

પોપટ તો રાણીઓનાં મનનું કપટ તરત કળી ગયો હતો એટલે બોલ્યો, 'જુઓ, હું પાંજરામાં બેઠો બેઠો તમને કેવી રીતે બરોબર જોઈ શકું? ને જોયા વિના કેવી રીતે કહી શકું? માટે મને બહાર કાઢો. પછી દરેકનું રૂપ બરોબર તપાસી જવાબ આપીશ.' રાણીઓએ તો ઓરડાનાં બારી બારણાં બંધ કરી પોપટને બહાર કાઢયો. પણ હીરામણ કંઈ કાચો નહોતો. તેણે નળ વાટે બહાર નીકળી જવાનો રસ્તો જોઈ રાખ્યો હતો. પછી તેણે બધી રાણીઓને બારીકીથી તપાસી ઠાવકું મોં રાખી કહ્યું, 'તમને તે કોઈ રૂપવાળાં કહે? અહીંથી સાત સમુદ્ર અને સાત નદી ઓળંગ્યા પછી જે દેશ આવે છે ત્યાંની રાજકુંવરીની આગળ તો તમે કંઈ હિસાબમાં પણ નહિ.' આ સાંભળીને તો છ યે રાણી ક્રોધે ભરાઇ. પણ તેઓ ગુસ્સાના આવેશમાં પોપટને પકડવા જાય છે ત્યાં હીરામણ તો નળની વાટે બહાર ઉડી ગયો ને એક લાકડાં કાપનારના ઝૂંપડામાં જઈ ભરાયો.

રાજા જ્યારે શિકારેથી પાછો ફર્યો ત્યારે સીધો હીરામણના

પાંજરા આગળ ગયો. ત્યાં જઇને જુએ તો પાંજરું ખાલી! રાજાને તો એટલું દુઃખ થયું કે એણે તો પોપટ ન મળે તો ખાવું નહિ એવો નિશ્ચય કર્યો. રાજાને આમ ખાધા પીધા વિના દિલગીર થઇને બેઠેલો જોઈ પ્રધાનને થયું કે પોપટ નહિ મળે તો રાજા જરૂર મરી જશે. એણે તો દાંડી પીટાવી કે 'રાજાજીના માનીતા હીરામણને જે શોધી લાવશે તેને દસ હજાર રૂપિયાનું ઈનામ મળશે.' પેલો કઠિયારો ઈનામની આશાએ પોપટને પકડી રાજા પાસે લઈ ગયો. રાજાએ હીરામણને મોંએ જે બન્યું હતું તે સાંભળ્યું ત્યારે એને ખૂબ ગુસ્સો આવ્યો અને છ યે રાણીઓને દેશપાર કરવાનો હુકમ આપ્યો.

એક દિવસ રાજાએ હીરામણને પૂછ્યું, 'હીરામણ! જે રાજકુંવરી સાત સમુદ્ર અને સાત નદીને પેલે પાર રહે છે ને જેની ખૂબસૂરતીનાં તું આટલાં વખાણ કરે છે તેને તું ના મેળવી આપે?' પોપટે કહ્યું કે 'જરૂર, હું તમને એની પાસે લઈ જઈશ. પણ ત્યાં જવા માટે એક પક્ષીરાજ ઘોડાની જરૂર પડશે.' રાજાએ કહ્યું, 'આપણી ઘોડારમાં એકેકથી ચઢે એવા હજારો ઘોડા છે. તેમાંથી તને ગમે તે પસંદ કર.' હીરામણે તો બધા ઘોડા જોયા. મોટા હૃષ્ટપુષ્ટ તેજી ઘોડાઓ મૂકી એણે એક મુડદાલ ઘોડો પસંદ કર્યો અને બોલ્યો, 'આ જ પક્ષીરાજ ઘોડો છે. આપણને જવા માટે આ જ કામ લાગશે. પણ આ ઘોડાને તૈયાર કરતાં હજી છ મહિના લાગશે. એટલા વખતમાં એને ખવડાવી પીવડાવી ટટાર કરીશું.'

રાજાએ તો તરત જ એ પક્ષીરાજ ઘોડાને જુદા તબેલામાં બંધાવ્યો ને રોજ પોતાને હાથે જ તેની ચાકરી કરવા લાગ્યો. છ મહિના પૂરા થયા ત્યાં તો ઘોડાને સારુંસારું ખવડાવી પીવડાવી તાજોમાજો બનાવી દીધો. પછી હીરામણે એની પરીક્ષા કરી કહ્યું કે હવે એ મુસાફરીને માટે લાયક થયો છે. હીરામણે રાજાને સોની પાસેથી થોડી સોનાચાંદીની ઘુઘરીઓ કરાવી સાથે લેવા કહ્યું. બધું તૈયાર થઇ ઉપડવાનો વખત આવ્યો એટલે હીરામણે કહ્યું કે 'જુઓ, આપણે હવામાં ઉંચે ઊડીએ તે પહેલાં હું તમને આટલી વિનંતિ કરું છું, કે તમે માત્ર એક જ વખત ઘોડાને ચાબુક લગાવજો એટલે જ્યાં જવું છે ત્યાં એ પહોંચાડશે. જો બીજી વખત ચાબુક લગાવી તો આગળ જવાને બદલે આપણે જ્યાં હોઇશું ત્યાં જ નીચે ઉતારશે. પાછા ફરતી વખતે પણ એ જ પ્રમાણે એક જ વખત ચાબુક લગાવશો એટલે તે આપણને અહીં લઈ આવશે; નહિતર ગમે ત્યાં નાખશે.'

રાજાએ પોપટના કહ્યા પ્રમાણે કરવાનું કબૂલ કર્યું. પછી સોનાચાંદીની થોડી ઘુઘરીઓ ઘડાવી સાથે લીધી અને પોપટને લઇ રાજા ઘોડે ચડ્યો. જેવી ચાબુક લગાવી કે સડસડાટ કરતો પક્ષીરાજ ઘોડો હવામાં ઊડ્યો. સાત સમુદ્ર ને સાત નદીને જોતજોતાંમાં ઓળંગી ઘોડો જ્યાં રાજપુત્રીનો મહેલ હતો ત્યાં આગળ આવી પહોંચ્યો.

મહેલના દરવાજા આગળ એક મોટું ઝાડ હતું. હીરામણે રાજાને તેના પર સંતાઇને બેસવા કહ્યું. ઘોડાને પણ પાસે

બાંધ્યો. પછી પેલી ઘુઘરીઓ લઈ, ઝાડથી માંડીને તે છેક રાજ-કુંવરીના સુવાના ઓરડા લગી વેરતો ગયો. હવે એવું બન્યું કે રાજકુંવરીની દાસી બારણું ઉઘાડી બહાર જતી હતી ત્યાં દીવાના આછા પ્રકાશમાં તેણે નીચે પડેલી ઘુઘરીઓ ચળકતી દીઠી. દાસી તો રાજકુંવરીને આ શું છે તે બતાવવા બહાર લાવી. ઘુઘરીઓની પાછળ પાછળ ચાલતાં રાજકુંવરી જેવી બહાર દરવાજા આગળ આવી કે રાજા એકદમ નીચે ઉતર્યો અને રાજકુંવરીને લઈ ઘોડા પર બેસાડી દીધી, અને પોપટને સાથે લઈ ઘોડાને ચાબુક મારી કે ઘોડો સડસડાટ આકાશમાં ઉપડ્યો.

પણ રાજકુંવરી મળી એટલે રાજાને તો હવે ઘેર પહોંચવાની અધીરાઈ આવી હતી; એટલે એ પોપટનું કહેલું બધું ભૂલી ગયો અને ઘોડો વધારે ઝડપ કરે એટલા માટે ભૂલથી તેણે બીજી ચાબુક લગાવી દીધી. જેવી બીજી વાર ચાબુક વાગી કે ઉપર જવાને બદલે પક્ષીરાજ તો સરરર કરતો નીચે આવ્યો અને એક ઘાડા જંગલમાં આવી ઉભો રહ્યો. હીરામણે રાજાને ઠપકો આપતાં કહ્યું, 'રાજાજી! આ શું કર્યું? મેં તમને ના નહોતી કહી કે બીજી વખત ચાબુક ન લગાવશો? હવે આપણે કોણ જાણે ક્યાં આવી પહોંચ્યા છીએ! આવા ઘાડા જંગલમાંથી રસ્તો પણ કેમ મળશે? પક્ષીરાજને પાછા ઊડવા માટે હવે છ મહિના જોઇશે. ત્યાં સુધી રહેવું પણ ક્યાં? એટલા વખતમાં કોણ જાણે શું નું શું થઈ જશે.'

રાજા તથા રાજકુંવરી તે રાત તો જેમતેમ કરી જમીન પર સુતાં. બીજે દિવસે થોડાં જંગલી ફળ લાવી બંનેએ ખાધાં. એવામાં

પાસેના ગામનો રાજા શિકારે નીકળ્યો હતો તે ત્યાં આવી ચડચો. એ તો પેલી ખૂબસૂરત રાજકુંવરીને જોઈ ઘેલો થઈ ગયો ને ગમે તેમ કરી તેને પોતાની સાથે લઈ જવાનો નિશ્ચય કર્યો. જેવાં એનાં માણસો આવી પહોંચ્યાં કે તરત એણે હુકમ કર્યો કે 'આ માણસની આંખો ફોડી નાખો ને રાજકુંવરીને સાથે ઉપાડી લઈ લો.'

પોતાને ગામ જઈ તેણે રાજકુંવરીને લગ્ન કરવા માટે આગ્રહ કર્યો, ત્યારે રાજકુંવરી બોલી, 'મારે છ મહિના સુધી વ્રત છે. એ પૂરું થયે તમારી સાથે લગ્ન કરીશ.' રાજકુંવરીના મનમાં એમ કે છ મહિનામાં તો પક્ષીરાજ ઘોડો પાછો ટટાર થઈ જશે એટલે એના પર બેસી નાસી જઈશું. વળી રાજકુંવરીએ એવી પણ માગણી કરી કે વ્રત એકાંતમાં કરવું જોઇએ, માટે પોતાને ગામ બહાર મહેલમાં એકલી રાખવી.

પેલા રાજાએ તો એની ઇચ્છા પ્રમાણે રાજકુંવરીને ગામ બહાર જુદા મહેલમાં રાખી. પક્ષીરાજ ઘોડાને પણ ત્યાં જ રાખ્યો. રાજકુંવરી પોતાને હાથે જ એની ચાકરી કરતી. હવે હીરામણને શી રીતે મળવું એ વિચાર રાજકુંવરીને આવવા લાગ્યો. અંતે તેણે એક યુક્તિ કરી. મહેલની અગાસી પર દરરોજ તે જુવાર બાજરીના દાણા વેરવા લાગી. તેથી રોજ હજારો પક્ષી ત્યાં ચણવા આવવા લાગ્યાં. રાજકુંવરી આ પક્ષીના ટોળામાં હીરામણને શોધતી. પણ હીરામણ તો જંગલમાં દુઃખના દિવસો કાઢતો હતો. એને પોતાની તો ચિંતા નહોતી પણ રાજા માટે બહુ લાગતું. જંગલમાંથી વનફળ લાવી તે આંધળા રાજાને ખવડાવતો.

જંગલના બીજાં પક્ષીઓ હીરામણુને કહેતાં કે 'તું શું કરવા આવું દુઃખી જીવન ગાળે છે. તું અમારી સાથે તો ચાલ, અમે તો કેટલી મજાહ કરીએ છીએ. પાસેના ગામમાં એક બાઈની અગાસી પર કેટલા ચે મણ અનાજના દાણા રોજ નખાય છે. અમે દરરોજ ત્યાં જઈ ઉજાણી કરીએ છીએ.'

હીરામણ તો અક્કલવાળો પોપટ હતો. આ વાત સાંભળીને તેને એ બાઈના વર્તનમાં કંઈ ભેદ લાગ્યો. બીજે દિવસે બીજાં પક્ષીઓ સાથે એ પણ દાણા ચણવા ગયો. જેવો અગાસીમાં પહોંચ્યો તેવો જ રાજકુંવરીએ એને ઓળખ્યો. પછી તો બંનેએ ભેગાં મળી ખૂબ વાતો કરી. હીરામણે કુંવરીને આંધળા રાજાના દુઃખના સમાચાર કહ્યા અને તેને કેવી રીતે સાજો કરવો તેમ જ પાછા સહીસલામત ઘેર કેમ પહોંચવું એ વિષે મસલત કરી.

છેવટે એવું નક્કી કર્યું કે સાત સમુદ્ર અને સાત નદી ઓળંગી, રાજકુંવરીના મહેલના દરવાજા આગળ ઝાડ પર વિહંગ પક્ષીનું એક જોડું રહે છે, એની હગાર એકઠી કરીને હીરામણે લાવવી અને રાજાની આંખે લગાડવી કે એ તરત જ દેખતો થઈ જાય. એટલા વખતમાં પક્ષીરાજ પણ તૈયાર થઇ જશે, એટલે પછી તેને લઇ રાજકુંવરીએ જંગલમાં આવવું.

બીજે દિવસે હીરામણ તો ઉપડ્યો. સાત સમુદ્ર અને સાત નદી ઓળંગી રાજકુંવરીના મહેલના દરવાજા આગળ આવી પહોંચ્યો. ઝાડ પર વિહંગ અને વિહંગરી રહેતાં હતાં તેની હગાર એકઠી કરી એ પાછો ફર્યો. પછી આંધળા રાજાની આંખે લગાડી એટલે

રાજા દેખતો થઈ ગયો. થોડા દિવસમાં પક્ષીરાજને લઈને રાજકુંવરી પણ આવી પહોંચી. પછી ત્રણે જણાં ઘોડા પર બેસી ઘેર આવી પહોંચ્યાં. રાજાએ ધામધુમથી રાજકુંવરી સાથે લગ્ન કર્યાં અને ખાઈ પી ને મોજ કરી.



# પથ્થરનો સિંહ

એક ખેડુતને બે છોકરા હતા. મોટો છોકરો હોશિયાર, પણ સ્વાર્થી અને નિર્દય હતો. નાનો છોકરો ઓછી અક્કલ-વાળો પણ ભલો ને માયાળુ હતો. બાપ મરી ગયો એટલે ઘરનો બધો વહીવટ મોટા ભાઈએ પોતાને હાથ કર્યો. મા તથા નાના ભાઈને ઘેર રાખી જાણે તેમના પર ઉપકાર કરતો હોય એમ બતાવવા લાગ્યો. નાનો ભાઇ બીચારો મૂંગે મોંએ ખેતરમાં ગદ્ધાવૈતરું કર્યા કરતો.

થોડા વખત પછી મોટા ભાઇનો લોભ વધ્યો. એણે તો બાપીકું ઘર ને ખેતર બધું એકલા જ પચાવી પડવાનો નિશ્ચય કર્યો. નાના ભાઇને બોલાવી સંભળાવી દીધું કે 'આજથી તારે આ ઘર છોડી ચાલ્યા જવું. મજૂરી કરી તું તારું ફોડી લેજે.'

આ શબ્દોથી નાના ભાઇને બહુ જ દુઃખ લાગ્યું. જે થોડું-ઘણું પોતાનું હતું તે લઈ માની રજા લેવા ગયો. માથી આ અન્યાય સહન થયો નહિ. 'તારો ભાઇ આવો નિર્દય છે તો મારે પણ એના ઘરમાં રહેવું નથી; હું પણ તારી સાથે આવું છું.' એમ કહી મા પણ નાના છોકરા સાથે જવા તૈયાર થઇ.

ગામ બહાર નીકળી ચાલતાં ચાલતાં સાંજ પડી ત્યારે એક

## પથ્થરનો સિંહ

મોટા ગામને પાદરે ડુંગરની તળેટીમાં એક ખાલી ઝૂંપડી હતી ત્યાં બંને જણ આવી પહોંચ્યાં, ને રાતવાસો ત્યાં જ કર્યો.

સવારના પહોરમાં છોકરો વહેલો ઊઠ્યો ને જંગલમાં લાકડાં કાપવા ગયો. સાંજ પડતાં પહેલાં પુષ્કળ લાકડાં કાપ્યાં ને એક મોટો ભારો બાંધી પાસેના ગામમાં વેચવા ગયો. વેચાણના સારા પૈસા ઉપજ્યા તે લઈ ખુશ થતો તે મા પાસે ગયો અને કહ્યું, 'ભવિષ્યને માટે હવે ચિંતા ન કરીશ. લાકડાં કાપી આપણે સારી રીતે ગુજરાન કરી શકીશું.'

બીજે દિવસે તે કુહાડી ખભે નાખી લાકડાં કાપવા નીકળ્યો અને સારાં લાકડાંની શોધમાં જરા આગળ નીકળી ગયો. ત્યાં તેણે જંગલના એક ખૂણામાં પથ્થરમાંથી કોતરેલો એક મોટો સિંહ જોયો. એણે વિચાર્યું કે જરૂર આ જંગલના દેવની મૂર્તિ હશે. કાલે એને જરૂર કંઈક ભેટ ધરીશ એટલે મારું નસીબ આવી જ રીતે હમેશાં જોર કરે.'

લાકડાં વેચી જે પૈસા મળ્યા તેમાંથી તે થોડું ઘી તથા દીવા કરવા સારુ રૂ અને બે કોડિયાં લઈ આવ્યો. બીજે દિવસે જંગલમાં જઈ એણે તો સિંહની મૂર્તિ આગળ બે કોડિયાંમાં દીવા કર્યા અને સાષ્ટાંગ નમસ્કાર કરી પ્રાર્થના કરી કે 'મારું સુભાગ્ય કાયમ રહે અને લાકડાં વેચી હું હમેશાં આવા પૈસા પેદા કરું.'

છોકરો આવી પ્રાર્થના કરતો હતો ત્યાં તો સિંહે મોં ઉઘાડ્યું. એ જોઈને છોકરો તો બીચારો સ્તબ્ધ જ થઈ ગયો. સિંહે ગળામાંથી ખોખરો અવાજ કાઢીને પૂછ્યું, 'અહીં શું કરે છે?'

છોકરાએ કહ્યું, 'મારા મોટા ભાઈએ મને ઘરમાંથી કાઢી મૂક્યો એટલે મારી મા સાથે હું આ જંગલમાં રહું છું. લાકડાં કાપી તે વેચી પેટ ભરું છું. તમને આ વનના દેવતા જાણી મારા સારા નસીબ માટે ઉપકાર માનવા આવ્યો છું.'

'ઠીક,' સિંહ બોલ્યો; 'આવતી કાલે એક મોટી ડોલ લાવજે. તારે જોઈએ તેટલો પૈસો હું તને આપીશ.'

છોકરાએ તો સિંહનો ઘણો જ ઉપકાર માન્યો. પછી લાકડાનો ભારો શહેરમાં લઈ જઈ વેચ્યો તો ખૂબ પૈસા મળ્યા. તેમાંથી એણે એક મોટી બાલદી ખરીદી.

બીજે દિવસે સવારે બાલદી લઈ તે પથ્થરના સિંહ આગળ ગયો ને મૂર્તિને સાષ્ટાંગ પ્રણામ કર્યા.

'હવે હું કહું તે પ્રમાણે કર;' સિંહે કહ્યું: 'બાલદી મારા મોં નીચે રાખ એટલે મારા મોંમાંથી સોનાના સિક્કા પડશે. પણ જેવી બાલદી ભરાઈ જાય કે તરત મને કહેવું. એક પણ સિક્કો નીચે ન પડવો જોઇએ.'

છોકરાએ તો સિંહના કહ્યા પ્રમાણે બાલદી બરોબર તેના મોં નીચે ધરી એટલે સોનાના સિક્કાનો ધોધ પડવા માંડ્યો. જેવી ડોલ ભરાવા આવી કે તરત જ છોકરાએ સિંહને ખબર કરી ને એકદમ ધોધ અટક્યો. આ કિંમતી ભેટ માટે છોકરાએ સિંહનો ખૂબ ઉપકાર માન્યો અને ખુશખુશ થતો માને વધામણી આપવા દોડ્યો. પહેલાં તો આ બધી દોલત જોઈ મા જરા ગભરાઈ, પણ પછી બધી હકીકત જાણી ત્યારે એના આનંદનો પાર ન રહ્યો.

બીજે દિવસે છોકરાએ પડોશનું એક મોટું ખેતર ખરીદ્યું. ત્યાં એક સારું ઘર બંધાવ્યું, ગાય ભેંસો પણ રાખ્યાં ને બંને મા દીકરો સંતોષથી સુખચેનમાં રહેવા લાગ્યાં.

નાના ભાઇને આમ ઓચિંતો પસાદાર બનેલો સાંભળીને મોટા ભાઈને કુતૂહલ થયું કે એણે એવો તે શો ધંધો કરી આટલો બધો પૈસો એકઠો કર્યો હશે! નાના ભાઈને મળી આ શોધી કાઢવાનો તેણે નિશ્ચય કર્યો, અને પોતાની સ્રીને લઇ બીજે દિવસે સવારે નાના ભાઈના ઘર તરફ નીકળી પડયો.

નાનો ભાઈ તો ખેતરે ગયો હતો. માએ તે બંનેને જોઇ સારો આવકાર આપ્યો. સાંજ પડયે નાનો ભાઇ ઘેર આવ્યો. મોટા ભાઇને જોઇને એને પણ ખૂબ આનંદ થયો ને ગઈગુજરી ભૂલી ગયો. પછી મોટા ભાઈના આગ્રહથી એણે પોતે પૈસાદાર કેવી રીતે થયો એ હકીકત ખુલ્લા દિલથી કહી સંભળાવી, અને મોટા ભાઇને પણ એ જ પ્રમાણે પોતાનું નસીબ અજમાવવાની સલાહ આપી.

ભાઈ ભાભી ઘેર જવા નીકળ્યાં અને ઘેર પહોંચતાં જ આ પૈસાદાર બનવાનો સહેલો ઉપાય અમલમાં મૂકવાનો નિશ્ચય કર્યો. મોટા ભાઈએ આખું ગામ શોધી વળી એક મોટામાં મોટી ડોલ ખરીદી. સાથે કોડિયાં, ઘી વગેરે લઈ એ પણ પથ્થરના સિંહનાં દર્શન કરવા ગયો. ત્યાં જઇ કોડિયામાં ઘી પૂરી દીવો કર્યો અને સિંહને પ્રાર્થના કરી કે પોતાનું નસીબ પણ સુધારે.

'તું કોણ છે?' સિંહે પૂછ્યું; 'તારે શી ઇચ્છા છે?'

'થોડા દિવસ પર તમારી પાસે જે જુવાન આવ્યો હતો

તેનો હું મોટો ભાઇ થાઉં. તમે જે પ્રમાણે એને મદદ કરી તેવી મદદ એની જ સલાહથી હું તમારી પાસે માગવા આવ્યો છું.'

'ઠીક,' સિંહે જવાબ દીધો; 'તારી બાલદી મારા મોં નીચે રાખ. અંદર સોનાના સિક્કા પડશે. પણ જેવી ડોલ ભરાઇ જાય તેવી મને ખબર કરવી. એક પણ સિકકો નીચે પડવો ન જોઇએ; નહિતર પરિણામ ખરાબ આવશે.'

મોટા ભાઇએ તો ખૂબ આતુરતાપૂર્વક ડોલ સિંહના મોં નીચે મૂકી. મૂકતાંની સાથે જ સોનાના સિક્કા પડવા માંડ્યા. આટલું બધું સોનું જોઇને એના મોંમાં પાણી આવ્યું. એણે તો વારંવાર ડોલને હલાવવા માંડી કે સિક્કા બરોબર ખીચોખીચ ભરાય. વધારે મેળવવાના લોભમાં ડોલ ભરાઈ છતાં તેને ના કહેવાનું મન થયું નહિ. ડોલ છલોછલ ભરાઈ કે એક સિકકો નીચે ગબડી પડ્યો.

સિકકો નીચે પડતાં જ સોનાની ધાર અટકી પડી ને સિંહે ખોખરા અવાજે કહ્યું, 'એક મોટો સિકકો મારા ગળામાં ભરાઈ રહ્યો છે. તારો હાથ અંદર નાખી તે બહાર કાઢ.'

મોટા ભાઈએ તો આ સાંભળતાં જ સિકકો લેવાના લોભે હાથ અંદર નાખ્યો. પણ જેવો હાથ અંદર ગયો કે સિંહે મોં બંધ કરી દીધું. એણે હાથ ખેંચીને બહાર કાઢવા ઘણાં યે ફાંફાં માર્યાં, પણ સિંહનાં પથ્થરનાં જડબાં એવાં મજબૂત દેવાયાં હતાં કે તેનું કંઈ જ વળ્યું નહિ. પેલાએ ઘણી યે આજીજી કરી પ્રાર્થના કરી, પણ સિંહ તો પથ્થરની મૂર્તિ જ બની ગયો હતો, એટલે સાંભળે જ શું કામ? ડોલમાં નજર કરી તો સોનાના સિક્કાને બદલે

ધૂળનાં ઢેફાં જોયાં એટલે તો એના દુઃખનો પાર જ ન રહ્યો.

સાંજ પડી છતાં તે ઘેર ન આવ્યો એટલે એની સ્ત્રીને ચિંતા થવા લાગી અને એની શોધમાં નીકળી. મોડી રાતે તે શોધતીશોધતી સિંહ આગળ આવી પહોંચી અને પોતાના ધણીને એવી હાલતમાં જોઈ તેનું કારણ પૂછ્યું.



'એક સોનાનો સિક્કો કાઢવા સિંહના મોંમાં હાથ નાખ્યો ત્યાં એના જડબાં દેવાઈ ગયાં. હવે મારો હાથ નીકળતો નથી.' તેણે દુઃખિત સ્વરે જવાબ દીધો. આ સાંભળી સ્ત્રીએ પણ ખૂબ રડવા માંડ્યું ને સિંહને ઘણી આજીજી ને કાલાવાલા કર્યા, પણ એનું યે કંઈ વળ્યું નહિ. આખરે એ થાકીને ઘેર પાછી ફરી અને ધણીને માટે થોડું ખાવાનું લઈ ગઇ. ઘણા દિવસ લગી દરરોજ આવી રીતે પોતાના ધણી માટે તે ત્યાં ખોરાક લઈ જવા લાગી.

ઘેર કોઇ ધંધો સંભાળનાર રહ્યું નહિ એટલે મોટા ભાઈની સ્ત્રી મજૂરી કરી થોડીઘણી કમાણી કરી ધણી ને છોકરાંનું ગુજરાન કરવા લાગી. ધીમેધીમે ઘરનું રાચરચીલું પણ વેચી નાખવું પડ્યું. એક દિવસ એવો આવ્યો કે ખાવાના પૈસા પણ ન રહ્યા. સ્ત્રી તો ધણી પાસે આવીને રડી પડી ને કહ્યું કે 'આજે ઘરમાં ફૂટી બદામ પણ નથી, એટલે કંઇ જ ખાવાનું લાવી શકી નથી.'

આ સાંભળી સિંહને ખૂબ હસવું આવ્યું. તેણે મોટેથી હા હા કરવા માંડ્યું. હસવાને માટે તેનાં જડબાં ઉઘડ્યાં તે પાછાં દેવાય તે પહેલાં તો મોટા ભાઇએ હાથ ખેંચી લીધો.

પછી છોકરાંને લઈ બંને જણ નાના ભાઈને ત્યાં ગયાં ને બધી હકીકત જણાવી. નાના ભાઇએ મોટા ભાઈને લોભ કરવા માટે ઠપકો આપ્યો અને દયા લાવી પડોશમાં એક ખેતર ખરી-દવા જેટલા પૈસા આપ્યા. મોટો ભાઇ સહકુટુંબ ત્યાં સાધારણ સ્થિતિમાં રહેવા લાગ્યો. નાનો ભાઈ દિવસે દિવસે વધારે ને વધારે ધનવાન બનતો ગયો અને ખાઈ પીને મજાહ કરી.

# જાદુઈ હાંલ્લી

એક બ્રાહ્મણ હતો. એ બહુ જ ગરીબ. એને પુષ્કળ છોકરાં. એ યજમાનવૃત્તિ કરી પેટ ભરતો. એટલે લગ્નસરા કે સરાધિયાં હોય ત્યારે પેટ ભરવાની એને ખટપટ જ નહિ. બાકી તો મરણક્રિયા વખતે કંઈ મળે, કે વારતહેવારે દક્ષિણા મળે તે જ. વાર તહેવાર દરરોજ હોય નહિ ને બ્રાહ્મણ પર દયા લાવી કોઈ દરરોજ મરે નહિ, એટલે મોટા કુટુંબનું ભરણપોષણ કરવાની ચિંતા બ્રાહ્મણને હમેશાં રહેતી. જાતે બ્રાહ્મણ એટલે મગજમાં ખુમારી પણ એટલી કે હાથપગ હલાવીને પૈસા પેદા કરાય જ કેમ? એટલે ઘરમાં સદાની એકાદશી. બાળકોને ભૂખે ટળવળતાં જોઇ ભટાણી રોજ મહેણાં મારતી કે 'મરદ છો કે કોણ છો?'

સ્ત્રીના મહેણાં સાંભળી બ્રાહ્મણ એક દિવસ તો ખૂબ કંટાળ્યો ને જગલમાં જતો રહ્યો. તે દુર્ગા માતાનો જબરો ભક્ત હતો. દરરોજ એ દેવીની પૂજા કરતો, અને દરરોજ એક સો ને આઠ વખત લાલ અક્ષરે શ્રી દુર્ગાનું નામ લખ્યા વિના જમતો પણ નહિ. જંગલમાં જઇ એણે તો દુર્ગા માની પ્રાર્થના કરવા માંડીઃ 'હે દુર્ગા! હે ભગવતી! જો દુનિયામાં હું એકલો જ હોત તો ગરીબાઈનું આટલું દુઃખ ન લાગત. પણ મારાથી મારાં બૈરી છોકરાંનું દુઃખ દેખી શકાતું નથી. હે માતા, મને રસ્તો બતાવ!'

તે દિવસ એવું બન્યું કે શંકર પાર્વતી એ તરફ ફરતાં ફરતાં જઈ ચડયાં. માતાએ બ્રાહ્મણનું રુદન સાંભળી શંકરને કહ્યું, 'કૈલાસ-નાથ! પેલો બ્રાહ્મણ જોયો? એ હમેશાં મારું સ્મરણ કરે છે. એનાં બૈરી છોકરાં બીચારાં ભૂખે મરે છે, તો એનું દારિદ્ર ટળે એવું કંઈક કરો.'

શંકરે પાર્વતીજીના આગ્રહથી એક માટીની હાંલ્લી ઉત્પન્ન કરી. એ હાંલ્લીમાં એવું દૈવત મૂકયું કે એને ઊંધી વાળે કે અંદરથી લાડુનો વરસાદ પડે! પાર્વતીજીએ બ્રાહ્મણને હાંલ્લી આપતાં કહ્યું, 'તારી અચળ ભક્તિ જોઇ હું પ્રસન્ન થઇ છું. આ હાંલ્લી લે. એ ઊંધી વાળશે તો એમાંથી તારે જોઈએ તેટલા લાડુ મળશે.'

માતાના પ્રસાદથી બ્રાહ્મણ તો ગળગળો થઇ ગયો ને માતાને પગે પડયો. પછી હાંલ્લી લઇ તે ઝપાટાબંધ પોતાના ગામ તરફ ચાલવા લાગ્યો. થોડે દૂર ગયા પછી એને શંકા પડી, કે લાવ જોઉં તો ખરો કે આ હાંલ્લી ખરેખર જ લાડુ આપે છે કે નહિ? ખાતરી કરવા જેવી હાંલ્લી ઊંધી વાળી કે કોઇ વાર નહિ દીઠેલા એવા મોટામોટા ને ફક્કડ લાડુ એક પછી એક નીકળવા માંડયા. એ તો લાડુનું પોટલું બાંધી ખુશ થતો આગળ ચાલ્યો.

ખરા બપોર થયા ત્યાં બ્રાહ્મણને કકડીને ભૂખ લાગી. પણ નાહ્યા ધોયા વિના ને દુર્ગાનું નામ લખ્યા વિના લાડુ શી રીતે ખવાય? ત્યાં તો એક વાવ આવી અને પાસે ધર્મશાળા દેખાઇ. ધર્મશાળાના માલિકને એની કિંમતી હાંલ્લી સોંપી એણે વાવમાં નાહીધોઇ દુર્ગાનું ધ્યાન ધરવાનો વિચાર કર્યો. હાંલ્લીને બરોબર સાચવવાની વારંવાર

આજીજી કરી બ્રાહ્મણ નહાવા ગયો. ધર્મશાળાના માલિકને નવાઈ લાગી, કે આવી માટીની હાંલ્લી જેવી નજીવી ચીજ માટે બ્રાહ્મણ આટલી બધી કાળજી કેમ રાખે છે! એણે હાંલ્લી ઉપાડી, પણ અંદર કંઈ દીઠું નહિ એટલે આમ તેમ ઉથલાવવા માંડી. જેવી હાંલ્લી ઊંધી વાળી કે અંદરથી મોટામોટા લાડુનો વરસાદ પડવા માંડયો. માલિકે પોતાનાં બૈરી છોકરાંને આ ચમત્કાર જોવા બોલાવ્યાં. બધાંએ પેટ ભરી લાડુ ખાધા. હવે માલિકની તો દાનત બગડી. આવી કિંમતી હાંલ્લી પોતાની પાસે રાખી લઈ એને બદલે બીજી હાંલ્લી ગોઠવી દેવાનો તેને વિચાર આવ્યો અને તરત જ બૈરીને ઘરમાંથી એવી જ માટીની હાંલ્લી લાવવા મોકલી.

આ તરફ બ્રાહ્મણે નાહીધોઈ એક સો ને આઠ વાર દુર્ગાનું નામ લખી પોતાનો અપવાસ ભાંગ્યો. પેટ ભરીને લાડુ ખાધા પછી તે ઘેર જવાને તૈયાર થયો અને માલિક પાસે પોતાની હાંલ્લી માગી. માલિકે કહ્યું, 'એ રહી તમારી હાંલ્લી. જ્યાં હતી ત્યાં ને ત્યાં જ છે. કોઈ અડકયું પણ નથી.'

બ્રાહ્મણે તો હાંલ્લી લઈ ઘર તરફ ચાલવા માંડયું. રસ્તે જતાં ખુશ થવા લાગ્યો કે હવે મારાં બૈરી છોકરાં ભૂખે નહિ મરે. આ સ્વર્ગીય લાડુ ખાવાની એ લોકોને કેવી મજા પડશે! હું થોડા વખતમાં પૈસાદાર બની જઈશ. આવા શેખચલ્લીના વિચાર કરતો એ ઘેર પહોંચ્યો. બૈરી છોકરાંને એકઠાં કરી કહ્યું કે 'આજે તમને પેટ ભરીને ખાવાનું મળશે.' ભૂખનાં માર્યાં છોકરાંઓ આસપાસ વીંટળાઈ વળ્યાં. પછી તો બ્રાહ્મણે હાંલ્લી લઇ કહ્યું, 'આ હાંલ્લી

એવી જાદુઈ છે કે અંદરથી લાડુ નીકળશે.' લાડુનું નામ સાંભળી છોકરાંઓનાં મોંમાં પાણી છૂટયું. ભટાણીને લાગ્યું કે આ મારો ધણી ગાંડો થયો છે કે શું?

બ્રાહ્મણે તો હાંલ્લી ઊંધી વાળી પણ એમાંથી કંઈ નીકળ્યું નહિ. બ્રાહ્મણીની બરોબર ખાતરી થઈ કે નક્કી તેનું ચસકી ગયું છે. બ્રાહ્મણ તો બીચારો આ જોઈ બહુ જ વીલો પડી ગયો. એને લાગ્યું કે ધર્મશાળાના માલિકે જ એની ખરી હાંલ્લી લઈ આ ખોટી હાંલ્લી એને પધરાવી હતી. એ તો માલિક પાસે પોતાની હાંલ્લી માગવા ગયો. પણ માલિકે તો એને સામો ધમકાવ્યો ને ગુસ્સાનો ડોળ કરી કહ્યું, 'કંઇ ગાંડો બાંડો થયો છે? ખોટાં ખોટાં આળ મૂકતાં શરમાતો નથી? જા, ચાલ્યો જા તારે રસ્તે.'

બ્રાહ્મણ તો પાછો જંગલમાં ગયો ને દુર્ગા માને ખૂબ સંભાર્યાં. માતાને ફરી દયા આવી એટલે પાછાં દર્શન દઈ બોલ્યાં, 'મારી આપેલી હાંલ્લી એક વાર તો ખોઈ નાખી. લે આ બીજી. હવે એને બરાબર સંભાળજે.' બ્રાહ્મણ માતાને પગે પડયો. પછી થોડે દૂર જઇ માટલીમાંથી શું નીકળે છે તે જાણવા એને ઊંધી કરી. પણ બાપ રે! બ્રાહ્મણના તો હોસકોસ ઉડી ગયા! માટલી-માંથી તો મોટા મોટા રાક્ષસો નીકળ્યા ને બ્રાહ્મણને મારવા માટે દોડયા. બ્રાહ્મણે તો ઝટઝટ હાંલ્લી ચતી કરી દીધી એટલે બધા રાક્ષસો અંદર ભરાઈ ગયા. એને તરત જ લાગ્યું કે આ નવી હાંલ્લી ધર્મશાળાના માલિકને સજા કરવા માટે જ માતાએ આપી હશે.

જાદુઈ હાંલ્લી



બ્રાહ્મણ તો પાછો ધર્મશાળામાં ગયો. પછી વાવમાં નહાવા જતાં પહેલાં પેલી હાંલ્લી માલિકને સોંપીને બરાબર સંભાળવાનું કહ્યું. માલિકને લાગ્યું કે આ વળી બીજી હાંલ્લી લાવ્યો છે ને ખાસ સાચવવાનું કહીને ગયો છે માટે એમાં પણ કંઈ હશે. એણે ફરીથી બૈરી છોકરાંને બોલાવી પેલી હાંલ્લી ઊંધી કરી. જેવી હાંલ્લી ઊંધી વાળી કે અંદરથી વિકરાળ રાક્ષસો કૂદી પડ્યા ને લાકડીઓ લઇ બધાંને મારવા મંડી પડ્યા. બ્રાહ્મણ તો નહાવા જવાને બદલે સંતાઇને આ બધું જોતો હતો તે બહાર આવ્યો ને ધર્મશાળાના માલિકને કહ્યું કે ‘મારી લાડુની હાંલ્લી પાછી આપી દે નહિતર આ રાક્ષસો તમને બધાંને મારી નાખશે.’

ધર્મશાળાનો માલિક તો પગે પડ્યો ને કહ્યું, ‘બાપા! જે લેવું હોય તે લે, પણ આ બધાને પાછા બોલાવી લે.’ બ્રાહ્મણે હાંલ્લી ચતી કરી એટલે રાક્ષસો અંદર ભરાઇ ગયા.

પછી બ્રાહ્મણ તો બંને જાદુઈ હાંલ્લી લઈ ઘેર ગયો અને પાછાં બધાં બાળકોને એકઠાં કરી એણે બારણાં બંધ કરી લાડુની હાંલ્લી ઊંધી કરી એટલે લાડુના ઢગેઢગ પડવા લાગ્યા. એનાં બૈરી છોકરાંએ પેટ ભરીભરીને ખાધા ને બાકીના ઊંચે મૂક્યા. બીજે દિવસે બ્રાહ્મણે લાડુની દુકાન ઉઘાડી ને ગામના લોકો એના સ્વાદિષ્ટ લાડુ લેવાને ટોળેટોળાં આવવા લાગ્યા. બ્રાહ્મણના લાડુ તો બધાને એટલા ભાવે કે આસપાસનાં ગામથી પણ લોકો લેવા આવે. થોડા વખતમાં તો બ્રાહ્મણ પૈસાદાર બની ગયો.

પેલી રાક્ષસવાળી હાંલ્લી તો બ્રાહ્મણે સંભાળીને ઊંચે મૂકી

હતી કે એને કોઈ છોકરાંઓ અડકે નહિ. પરંતુ અડકવાની ના કહી એટલે તો એમાં શું હશે એ જાણવાની ઈંતેજારી બાળકોમાં વધી. એક દિવસ બધાંએ એકઠાં મળી બારણાં બંધ કરી પેલી હાંલ્લી નીચે ઉતારી. જ્યાં ઊંધી કરવા જાય છે ત્યાં તો રાક્ષસો નીકળી બધાંને માર મારવા મંડી પડ્યા. છોકરાંઓની બૂમાબૂમ સાંભળી બ્રાહ્મણ દોડ્યો ને બારણાં ઉઘાડી એકદમ હાંલ્લી ચતી કરી નાખી. બાળકોને એવો માર પડ્યો કે બીચારાં ફરી ના કહ્યા ઉપરાંત કરવાનું જ ભૂલી ગયાં.

# બે પડોશીની વાત

એક ગામમાં બે પડોશીઓ રહેતા હતા. બેમાંથી કુબેર પૈસાદાર પણ ઘણો જ મગરૂબ, ગુમાની ને કંજૂસ હતો. જ્યારે બીજો શંભુ ગરીબ છતાં દયાળુ ને ઉદાર દિલનો હતો.

એક વખત શંભુના ઘરમાં કોઈ ચકલા ચકલીએ માળો બાંધ્યો હતો. એક દિવસ ચકલો ચકલી ખાવાની શોધમાં બહાર ગયાં હતાં, ત્યાં ચકલીનું એક બચ્ચું માળામાંથી પડી ગયું ને એનો પગ ભાંગી ગયો. શંભુ ઘેર આવ્યો ત્યાં ઊમરામાં જ એણે બચ્ચાને તરફડિયાં ખાતું જોયું. તે ધીમેથી બચ્ચાંને ઉપાડી ઘરમાં લઇ ગયો. એક મજબૂત દોરા વતી તેણે એનો પગ બાંધ્યો અને સંભાળથી એને માળામાં મૂકી દીધું.

ખરેખર તો એ બચ્ચું ચકલીને વેશે પરી હતું. જ્યારે એ મોટું થઈ ઊડતાં શીખ્યું ત્યારે એક દિવસ ચાંચમાં થોડા દાણા લઇ આવ્યું. શંભુ ઘરમાં બેઠો બેઠો કામ કરતો હતો. પેલી ચકલી એની સામે જઇ બેઠી ને દાણા એની આગળ નાખ્યા. પછી ચીં ચીં કરતાં બોલી, 'તારી દયાના બદલામાં આ દાણા લાવી છું. તારા વાડામાં તે નાખજે ને પછી જોજે કે શું ઊગે છે.' આટલું કહી ચકલી ઊડી ગઇ.

શંભુને તો ચકલીને આવી રીતે બોલતી સાંભળી બહુ જ નવાઇ લાગી ને તે મનમાં વિચાર કરવા લાગ્યો કે 'એટલા દાણાની કંઇ બહુ કિંમત નહિ નીપજે. પણ એ એટલું તો બતાવી આપે છે કે એક નાનું પંખીડું પણ કેટલું ઉપકારવશ થઇ શકે. આ દાણા વાવી તો જોઉં; જોઈએ શું થાય છે.'

એણે તો ઘરને આંગણે જ દાણા વાવ્યા અને થોડા વખતમાં આ બનાવ ભૂલી પણ ગયો. એક બે મહિના થયા ત્યાં તો દાણા ફૂટવા માંડ્યા. થોડા વખતમાં તે પૂરા ઊગી નીકળ્યા. પરંતુ એને દાણા ભરેલાં ડુંડાં ઊગવાને બદલે જ્યારે તેણે રત્નો ઊગેલાં જોયાં ત્યારે તો શંભુના અચંબાનો પાર જ ન રહ્યો! એ તો ખુશખુશ થઇ ગયો. એણે બધાં રત્નો એકઠાં કર્યાં અને પાસેને ગામ જઇ મોટી કિંમતે વેચ્યાં. થોડા વખતમાં તો શંભુ પૈસેટકે સુખી થઇ ગયો.

કુબેરે જ્યારે શંભુને એકાએક ધનવાન થએલો જોયો ત્યારે એને નવાઇ લાગી ને એનું કારણ શોધવાની ઇચ્છા થઇ. શંભુને પૂછતાં એણે તો જે હકીકત બની હતી તે કહી. બન્યું એવું કે તે વખતે કુબેરને ત્યાં પણ ચકલીએ માળો બાંધ્યો હતો. ચકલો ચકલી જ્યારે ચણ શોધવા ગયાં ત્યારે કુબેરે નીસરણી પર ચઢી ચકલીના એક બચ્ચાને માળામાંથી નીચે ફેંકી દીધું. પછી નીચે ઉતરી એના પગને દોરા વતી બાંધી ફરીને માળામાં મૂકી આવ્યો. પણ મૂકતાં પહેલાં કહ્યું કે 'હું આશા રાખું છું કે આનો બદલો મને મળશે.'

એ ચકલી જ્યારે મોટી થઇ ત્યારે એક દિવસ ઊડતી ઊડતી

કુબેરની સામે આવીને બેઠી અને ચીંચીં કરીને એણે થોડા દાણા ચાંચમાંથી વેર્યા ને બોલી, 'તારી દયાના બદલામાં આ દાણા લાવી છું. તારા બાગમાં ઊગાડજે અને પછી જોજે કે શું ઊગે છે.'

કુબેર તો આ સાંભળી ખૂબ ખુશ થઈ ગયો અને મનમાં વિચારવા લાગ્યો કે થોડા વખતમાં મને પણ સુંદર રત્નો મળશે. એણે તો બાગમાં ખૂબ કાળજીથી એક ક્યારો બનાવ્યો અને સારી રીતે ખાતર નાખી કરી પેલા દાણા વાવ્યા. રોજ સવારે વહેલો ઊઠી તે છોડ જોવા જાય. છોડ વધતો જાય તેમ એની કાળજી ખૂબ રાખે.

દાણા તો ફૂટ્યા અને ઝડપથી ઊગવા માંડ્યા. એક દિવસ સવારે જઈને જુએ તો રત્નોને બદલે ક્યારામાં એણે એક ભયંકર આકૃતિના પુરુષને જોયો. એની બગલમાં હિસાબના ચોપડા હતા. કુબેર તો ખૂબ ગભરાયો ને પેલા પુરુષને પૂછ્યું, 'તું કોણ છે?'

'ગયે જન્મારે તેં મારું પુષ્કળ દેવું કર્યું હતું. આજે તારી પાસેથી એ લેણું વસુલ કરવા હું આવ્યો છું.' એમ કહી પેલા પુરુષે તો કુબેરની બધી માલમિલકત જપ્ત કરી લીધી ને કુબેર પૈસાદાર મટી ગરીબ બની ગયો.

એક દિવસ શંભુ બહારગામ જવાનો હતો. એણે એક સોના-મહોરની કોથળી કુબેરને સાચવવા આપી ને કહ્યું, 'હું આવું ત્યાં લગી આ સંભાળજે.'

કુબેર લોભી તો હતો જ, તેમાં ગરીબાઈએ વધારે બનાવ્યો. એણે તો કોથળીમાં કાણું પાડી બધી સોનામહોરો કાઢી લીધી

અને અંદર કાંકરા ભરી બરાબર સીવી લીધી. જ્યારે શંભુ પાછો ફર્યો ત્યારે એણે કોથળી માગી. કુબેરે તો કોથળી લાવી આપી. પણ શંભુ જેવો ઉઘાડીને જોવા જાય તો અંદર કાંકરા!

'આમ કેમ? મેં તો તને સોનામહોરથી ભરેલી થેલી આપી હતી ને?'



પેલો અપ્રમાણિક પડોશી તો જાણે નવાઈ પામ્યો હોય એવું મોં કરી બોલ્યો, 'મિત્ર, સોનામહોરના કાંકરા બની ગયા! સોનામહોરના કાંકરા બની ગયા!'

શંભુને લાગ્યું કે વધારે કહેવામાં ફાયદો નથી. એ તો કોથળી લઇને મૂંગોમૂંગો ઘેર ગયો ને થોડા વખતમાં જાણે કંઈ બન્યું જ નથી એમ વાત ભૂલાઈ ગઈ.

થોડા દિવસ પછી કુબેરને જ બહારગામ જવાનું થયું. તે પોતાના નાના છોકરાને શંભુને સોંપી મુસાફરીએ નીકળ્યો. શંભુએ એક વાંદરાનું બચ્ચું પાળ્યું ને એને બોલતાં શીખવ્યું કે 'બાપા! હું તો વાંદરો બની ગયો. બાપા! હું તો વાંદરો બની ગયો.'

કુબેર જ્યારે પાછો આવ્યો ત્યારે શંભુની પાસેથી પોતાનો છોકરો માગ્યો. શંભુએ પેલો વાંદરો લાવી એના હાથમાં મૂક્યો.

'આ શું? મારો છોકરો ક્યાં?'

વાંદરાએ જવાબ આપ્યો, 'બાપા! હું તો વાંદરો બની ગયો! બાપા! હું તો વાંદરો બની ગયો!'

કુબેર તો આથી ખૂબ જ ગુસ્સે થયો. તે શંભુ સાથે ખૂબ લડ્યો, પણ કંઈ વળ્યું નહિ. આખરે જ્યારે ચોરેલી સોનામહોરો પાછી આપી ત્યારે જ છોકરો મળ્યો.

# ડહાપણની દુકાન

એક બ્રાહ્મણનો છોકરો હતો. તે હોશિયાર અને ભણેલો હતો. પણ બીચારો ઘણો જ ગરીબ. ઘરમાં મા અને નાનાં ભાઈબહેન હતાં. એ બધાંનું પૂરું એ મહા મુશ્કેલીએ કરતો. કોઈ શેઠને ત્યાં ગુમાસ્તાની નોકરીએ રહ્યો હતો. પરંતુ ત્યાં ચાર-પાંચ રૂપિયા મહિને દહાડે મળે તેમાં કોનું પેટ ભરાય? પૈસા કમાવા માટે એ કંઇ ને કંઇ ઉપાય શોધવા લાગ્યો.

તેણે એક નાની દુકાન ભાડે લીધી અને બહાર પાટિયું માર્યું કે 'ડહાપણની દુકાન.' એની આસપાસ જાતજાતની દુકાનો હતીઃ કાપડ, ઝવેરાત, શાકભાજી વગેરેની. શાકભાજી વેચનાર કાછિયો હમેશાં બૂમ પાડીને પોતાનો માલ વેચવા પ્રયત્ન કરતોઃ 'બટાટા ચાર આને શેર;' 'આદુ બે પાઇનું પા શેર;' વગેરે વગેરે. પેલા છોકરાએ પણ કાછિયાનું અનુકરણ કરવા માંડયું. એની દુકાન આગળથી લોકો પસાર થાય એટલે એ પણ બૂમ પાડે, 'ડહાપણ જોઇએ છે ડહાપણ? દરેક જાતનું ડહાપણ!' શરૂ-આતમાં તો રસ્તે જતા લોકો એ શું બોલે છે તે ન સમજી શકયા. પણ પછી તો આવતાજતા લોકો તેની દુકાનની આસપાસ ભેગા થઈ એની મશ્કરી કરવા લાગ્યા. કોઇ કહે કે 'આ નાનું પોરિયું વળી ડહાપણ વેચવા નીકળ્યું છે.' કોઇ કહે 'એનામાં ડહાપણ હોય

તો આવું કરે!' બ્રાહ્મણના છોકરાએ આ મશ્કરીની જરા પણ દરકાર કર્યા વિના પોતાનો ધંધો ચાલુ જ રાખ્યો.

એક દિવસ એ ગામના નગરશેઠનો છોકરો એની દુકાને આવી ચડ્યો. બાપદાદાનો પૈસો ઘણો અને નામ વિદ્યાસાગર, પણ અક્કલમાં મોટું મીંડું! પેલા છોકરાને 'ડહાપણ લો કોઈ ડહાપણ' બોલતો સાંભળીને એને થયું કે એ વળી નવતરી ચીજ શું હશે! એણે તો પેલાને બે પૈસા આપીને કહ્યું, 'એક શેર ડહાપણ આપ.' બ્રાહ્મણે કહ્યું, 'હું કંઈ તોલ પ્રમાણે વેચતો નથી.' ત્યારે વિદ્યાસાગરે કહ્યું, 'કંઈ હરકત નહિ; બે પૈસામાં જેટલું આવે તેટલું આપ.'

બ્રાહ્મણના છોકરાએ તો એક કાગળના કકડા પર લખ્યું, 'જ્યાં બે જણ લડતા હોય ત્યાં જોવા ઊભા રહેવું નહિ.' પછી એ કાગળને વાળી એની પછેડીએ બાંધી આપ્યો. વિદ્યાસાગરે તો ઘેર જઈ બાપને કહ્યું કે 'આજે તો કંઈ નવતરી ચીજ લાવ્યો છું. બે પૈસાનું ડહાપણ મારી પછેડીએ બાંધી લાવ્યો છું.' બાપે પેલો કાગળ ઉખેડી વાંચ્યો તો લખેલું, 'જ્યાં બે જણ લડતા હોય ત્યાં જોવા ઊભા રહેવું નહિ.' બાપને લાગ્યું કે આ બ્રાહ્મણે મારા છોકરાને છેતરી બે પૈસા લઈ લીધા છે. એટલે એ તો છોકરાની દુકાને ગયો અને પૈસા પાછા માગ્યા. છોકરાએ કહ્યું કે 'મારું ડહાપણ પાછું આપો તો પૈસા પાછા આપું. બાપે તો કાગળનો ટુકડો એની આગળ ફેંક્યો ત્યારે છોકરાએ જવાબ દીધો કે 'એ તો કાગળનો ટુકડો છે. મારું ડહાપણ તો તમે લઈ લીધું છે. જો તમારે પૈસા પાછા જોઇએ તો એક દસ્તાવેજ કરો

કે જ્યાં બે જણ લડતા હોય ત્યાં વિદ્યાસાગરે ઊભા રહેવું, અને એ દસ્તાવેજ પર તમારી સહી કરી આપો.' આ બંનેની તકરારમાં લોકો પણ ભેગા થયા હતા. તેમણે છોકરાનો પક્ષ લીધો, એટલે નગરશેઠે દસ્તાવેજ કરી સહી કરી આપી અને પૈસા પાછા લઈ ઘેર ગયો.

એક દિવસ એવું બન્યું કે એક ગાંધીની દુકાને રાજાની બંને રાણીની દાસીઓ કંઈ ચીજ ખરીદવા એક જ વખતે જઈ ચઢી. બંનેને એક જ વસ્તુ જોઈએ અને દુકાનમાં એક જ હતી. એક કહે હું લઉં ને બીજી કહે હું લઉં. બને જણીઓ તો ખૂબ લડવા લાગી. બોલાચાલી પરથી ગાળાગાળી પર વાત આવી. દુકાન આગળ તો બૂમરાણ થઈ ગયું. બીચારો દુકાનદાર પણ ગભરાઈને નાસી ગયો. તે જ વખતે વિદ્યાસાગર ત્યાં આવી ચડ્યો. તે પણ આ મારામારીથી ગભરાયો, પણ પછી દસ્તાવેજ યાદ આવ્યો એટલે ત્યાં ઊભા રહેવું પડ્યું. વાત ખૂબ વધી પડી. બંને જણ વિદ્યાસાગરને સાક્ષી થવાનું કહી પોતપોતાની રાણીને ફરિયાદ કરવા ગઈ.

દાસીઓએ તો પોતપોતાની રાણીની પાસે જઈ આ કજિયા વિષે અને પોતાને અન્યાય થયો હતો તે વિષે મીઠુંમરચું ભભરાવી વાત કહી. પોતાના નોકરનું અપમાન એટલે પોતાનું અપમાન. બંને રાણીઓ તો ખૂબ જ ઉશ્કેરાઇ ગઈ અને ધુંઆંકુંઆં કરતી રાજા પાસે પહોંચી. રાજાએ દાસીઓને બોલાવી બંનેની ફરિયાદ સાંભળી. પછી પૂછ્યું કે 'તમારી લડાઇ વખતે કોઈ હાજર હતું?' બંને દાસીઓએ વિદ્યાસાગરનું નામ આપ્યું.

રાજાએ વિદ્યાસાગરને તેડવા માણુસ મોકલ્યો. બંને દાસીઓએ પણુ જૂદાજૂદા સંદેશો મોકલ્યો કે 'મારી તરફથી નહિ બોલે તો તને રાણીજી જરૂર કેદમાં પૂરશે.' વિદ્યાસાગર તો કેદની વાત સાંભળી ગભરાઇ ગયો અને બાપને જઈ બધી હકીકત કહી. આ મુશ્કેલીમાંથી છૂટવાનો ઉપાય ક્યાંય લગી તો બંનેને સૂઝ્યો નહિ. આખરે વિદ્યાસાગરે કહ્યું, 'ચાલો આપણે ડહાપણુની દુકાને. એ છોકરો કદાચ આમાંથી છૂટવાનો રસ્તો બતાવે તો.'

બાપ દીકરો ડહાપણુની દુકાને ગયા ને બધી હકીકત છોકરાને કહી. છોકરાએ કહ્યું કે 'રૂા. ૫૦૦) આપો તો ઉપાય બતાવું. શેઠને નાછૂટકે રૂા. ૫૦૦) ગણી આપવા પડ્યા. પછી છોકરાએ સલાહ આપી કે 'વિદ્યાસાગરે ગાંડાનો ઢોંગ કરવો. રાજા પૂછે તો જાણે કંઇ સમજતો જ નથી એવો ડોળ કરવો.' વિદ્યાસાગરે તો બ્રાહ્મણુની સલાહ પ્રમાણે કર્યું. રાજાએ આ ટંટાનું કારણ પૂછ્યૂં ત્યારે વિદ્યાસાગર જવાબમાં ઢંગધડા વિના હસે અને ગાંડું ગાંડું બોલે. આખરે કંટાળીને રાજાએ હુકમ કર્યો કે 'આ ગાંડા માણુસને દરબારમાંથી લઇ જાઓ.' વિદ્યાસાગર તો ખુશ થતો થતો ઘેર ગયો અને રસ્તામાં જે મળે તેને મોંએ પેલા બ્રાહ્મણુની ચતુરાઈનાં વખાણુ કરે.

પેલા નગરશેઠને પહેલાં પહેલાં તો ખુશી થઇ, પણુ પછી વિચાર આવ્યો કે જો રાજાને કાને વાત જાય કે વિદ્યાસાગરે ગાંડપણુનો ઢોંગ કર્યો હતો. તો તો જરૂર એને શિક્ષા થાય. એ તો મનમાં ખૂબ મુંઝાવા લાગ્યો. છેવટે તે વળી પાછો પેલા

બ્રાહ્મણને ત્યાં ગયો. અને પોતાની મુંઝવણ કહી. છોકરાએ તો ફરી પાછા રૂપિયા પાંચસો રોકડા ગણી આપવા કહ્યું. 'શેઠે મૂંગે મોંએ પૈસા કાઢી આપ્યા, એટલે છોકરાએ સલાહ આપી કે 'રાજા જ્યારે ખુશ મિજાજમાં બેઠા હોય તે પ્રસંગનો લાભ લઈ વિદ્યાસાગરે બધી વાત કહી દેવી. એટલે રાજાજી ગુસ્સે થવાને બદલે ઊલટા ખુશ થશે.'

વિદ્યાસાગરે તેના કહ્યા પ્રમાણે કર્યું. રાજા તો બધી હકીકત સાંભળી ખૂબ હસ્યા અને વિદ્યાસાગરને માફી આપી. પછી પેલા છોકરાને તેડવા માટે સિપાઇને દોડાવ્યો. છોકરો રાજા પાસે આવ્યો ત્યારે રાજાએ પૂછ્યું કે 'મને ડહાપણ કેટલી કિંમતે વેચાતું આપશે?' છોકરાએ જવાબ દીધો, 'અન્નદાતા! આપ મારી પાસેથી ડહાપણ લેશો તેમાં મને માન મળશે. આપની પાસેથી તો એક હજારથી ઓછી કિંમતની આશા જ કેમ રાખું?' રાજાએ એક હજાર રૂપિયા આપ્યા. એના બદલામાં બ્રાહ્મણના છોકરાએ એક કાગળ પર સોનેરી અક્ષરે લખી આપ્યું, 'સાહસ કામ કદિ કરવું નહિ. જે કરવું તે ખૂબ વિચારીને કરવું.' રાજા ડહાપણની કિંમત સમજ્યો અને છોકરાને જવાની રજા આપી. પછી પોતાના નોકરને હુકમ આપ્યો કે 'મારી નજરે હમેશાં પડે તેમ આ બ્રાહ્મણના આપેલા શબ્દો આખા મહેલમાં બધે કોતરવા.'

થોડા વખત પછી એવું બન્યું કે રાજા ખૂબ માંદો પડયો. રાજાનો પ્રધાન ઘણો જ ખટપટી અને હલકી વૃત્તિનો માણસ હતો. એણે તો વૈદ્યને ફોડી રાજાને ઝેર દેવાનો વિચાર કર્યો. રાજાનું




રાજાને પ્યાલા સામે જોતા જોઈ વૈદ્યનું મન ગભરાયું.

કાટલું કાઢી પ્રધાનને ગાદી પચાવી પડવી હતી. પૈસાની લાલચે વૈદ્ય પણ કાવત્રામાં સામેલ થયો અને દવામાં ઝેર ભેળવ્યું. રાજા જ્યા સોનાનો પ્યાલો મોં આગળ લઈ જઇ પીવા જાય છે ત્યાં પેલા બ્રાહ્મણે આપેલા શબ્દો પ્યાલા પર કોતરેલા એના જોવામાં આવ્યા: 'જે કરવું તે ખૂબ વિચારીને કરવું. સાહસ કામ કદિ કરવું નહિ.' રાજા આ શબ્દો વાંચવા ઘડીભર થંભ્યો.

રાજાને પ્યાલા સામે ધ્યાનથી જોતો જોઈ વૈદ્યનું અપરાધી મન ગભરાયું. પ્યાલા પરના શબ્દો એણે વાંચ્યા ત્યારે પોતાના સાહસ વિષે ગભરાયો અને રાજાને પગે પડી ગુનો કબૂલ કર્યો. રાજાને ખબર પડી એટલે તરત જ વૈદ્યને કેદ કરવાનો હુકમ કર્યો. પછી પ્રધાનને બોલાવી તેને પેલી ઝેરી દવા પી જવાનું ફરમાવ્યું. પ્રધાને પણ ગુનો કબૂલ કરી ખૂબ માફી માગી. રાજાએ બંને બદમાશોને દેશનિકાલ કર્યા. પછી પેલા બ્રાહ્મણના છોકરાને બોલાવી એને ખૂબ બક્ષિશ આપી અને પોતાની જીંદગી બચાવવા માટે પ્રધાનની જગ્યાએ એને નીમ્યો. પછી ખાધુંપીધું ને રાજ કર્યું.






ઘણાં વર્ષો પહેલાં સિંધમાં એક વિદ્વાન રાજા રાજ્ય કરતો હતો. તેને મોટી ઉમરે એક પુત્ર સાંપડયો. રાજાની તો ઘણી યે ઈચ્છા કે પુત્ર ઉમરલાયક થાય એટલે સર્વ રાજકારભાર એને સોંપી પોતે નિવૃત્ત થાય. પરંતુ ઇશ્વરની ઈચ્છા બળવાન છે. એક દિવસ રાજા માંદો પડયો. એને લાગ્યું કે હવે વધારે જીવવાની આશા નથી, એટલે પોતાના વિશ્વાસુ પ્રધાનને બોલાવી કહ્યું, 'મારો પુત્ર હું તને સોંપું છું. તું એની સારી સંભાળ રાખશે જ તથા એ ઉમરલાયક થતાં સુધી રાજ્યની સારી કાળજી રાખશે એવી મને સંપૂર્ણ ખાતરી છે. મારી સર્વ સંપત્તિ, અઢળક દોલત મેં સાત ઓરડામાં રાખી છે. તેની આ સાત કુંચી તું સાચવી રાખજે. જ્યારે મારો પુત્ર એકવીસ વર્ષનો થાય અને રાજ-કારભાર પોતાના હાથમાં લે ત્યારે જ એ સાત કુંચી એને સોંપજે. તે પછી એ પાંચ વર્ષ રાજ ચલાવે ત્યારે આ આઠમી કુંચી એને આપજે. પણ જોજે, એ પાંચ વર્ષ પહેલાં આઠમી કુંચી એને ના આપતો.' પ્રધાને રાજાના કહ્યા પ્રમાણે કરવાનું વચન આપ્યું. રાજાને

આથી શાંતિ થઇ અને નિવૃત્ત મને દેવલોક સીધાવ્યો.

બાળરાજાની વતી પ્રધાન જ રાજ્ય ચલાવતો. રાજપુત્રને તે પોતાના પુત્ર જેવો ગણી એને પ્રેમભાવથી પૂજતો. જ્યારે બાળ-રાજા ઉમરલાયક થયો ત્યારે પ્રધાને સ્વર્ગસ્થ રાજાની ઇચ્છા પ્રમાણે સઘળો રાજકારભાર એને સોંપ્યો. સાથે પેલી સાત કુંચી પણ આપી. નવા રાજાએ એક પછી એક સાત ઓરડા ઉઘાડ્યા. દરેક ઓરડામાં એકેકથી ચડે એવી કિંમતી ચીજો ભરી હતી. કોઇમાં હીરા તો કોઇમાં માણેક; કોઈમાં મોતી તો કોઈમાં પાનાં. આ અઢળક ધન પોતાને માટે પ્રધાને સાચવી રાખ્યું તેથી રાજાને અત્યંત ખુશી થઈ. એણે પ્રધાનનો ઘણો આભાર માન્યો અને પ્રધાન પ્રત્યે એનો પ્રેમ તથા સદ્ભાવ પુષ્કળ વધ્યાં. વળી પોતાની એ મિલકતમાંથી થોડી પ્રધાનને બક્ષિશ પણ આપી.

પણ પારકાનું સુખ ન સાંખી શકે એવા વિઘ્નસંતોષીઓ દુનિયામાં ક્યાં ઓછા છે? પ્રધાનના પણ એવા અનેક દુશ્મનો હતા. તેમાંના એકે રાજાના કાન ભંભેરવા માંડ્યા. તેણે કહ્યું, 'જ્યારે આપના પિતા મોટા રાજાજી ગુજરી ગયા ત્યારે તેમણે પ્રધાનને આઠ કુંચીઓ આપી હતી. તેમાંથી માત્ર સાત જ કુંચી પ્રધાને આપને આપી છે. એટલે આઠમી કુંચી જરૂર એ પચાવી પડ્યો હશે. માટે આપ એની પાસેથી એ આઠમી કુંચી માગી જુઓ.'

જ્યારે આ વાત વારંવાર રાજાના કાન પર પડવા લાગી ત્યારે એને પણ કંઈક ખરું લાગ્યું ને પ્રધાનને બોલાવી એની પાસેથી આઠમી ચાવી માગી. ક્યાંય લગી તો પ્રધાને આનાકાની કરી, પણ

જયારે રાજાએ શિક્ષા કરવાની ધમકી આપી ત્યારે પ્રધાને અકળાઇને રાજાના પગમાં પડી બધી હકીકત કહી અને આઠમી ચાવી પણ આપી. રાજાએ ગુસ્સામાં જ તે ઝૂંટવી લીધી અને આઠમો ઓરડો હતો ત્યાં દોડી જઈને ઉઘાડયો. અંદર જોયું તો ઓરડો તદ્દન ખાલી. માત્ર ભીંત પર એક સુંદર બાલિકાનું ચિત્ર ટાંગેલું હતું.

પણ જેવી રાજાની નજર ચિત્ર પર પડી કે તરત ત્યાં જ થંભી ગઈ. એ તો પથ્થરના પૂતળાની માફક હાલ્યાચાલ્યા વિના ચિત્ર સામે જડ જેવો ઊભો રહ્યો. આવી બેભાન સ્થિતિમાંથી ગુલાબજળ વગેરે છાંટી પ્રધાને એને શુદ્ધિમાં આણ્યો. રાજા તો જિદ લઇને બેઠો કે ‘જ્યાં સુધી આ ચિત્રમાંની બાલિકા મને ન મળે ત્યાં સુધી અન્નજળનો હું ત્યાગ કરીશ’. બીચારો પ્રધાન તો રાજાની આવી હાલત જોઇ બહુ દુઃખી થયો. છેવટે એણે ચિત્રમાંની બાળાને લાવવાનું વચન આપી રાજાને જેમતેમ કરી સમજાવ્યો.

પછી એક મોટા વહાણમાં જાતજાતનો માલ ભરી એ દેશાવર જવા નીકળ્યો. જ્યાં જ્યાં મોટું બંદર આવે ત્યાં ત્યાં તે વહાણ લંગારતો અને શહેરમાં જઈ ત્યાંનાં પ્રતિષ્ઠિત માણસોને મળી પેલું ચિત્ર બતાવતો. એ આશાએ કે કોઇ એ બાળાને ઓળખનાર નીકળે તો એનો પત્તો મળે.

આમ કરતાં કરતાં પ્રધાને તો અનેક દેશો જોયા. મુસાફરીમાં એક વર્ષ વીતી ગયું; પરંતુ પેલા ચિત્રને ઓળખનાર કોઈ મળ્યું નહિ. આખરે નિરાશ થઈ, છેલ્લું બંદર રહ્યું હતું તે જોઈ ત્યાંથી પાછા ઘર તરફ ફરવાનો નિશ્ચય કર્યો. એ બંદર પર પહોંચ્યો ત્યાં

કિનારા પર લોકો ઊભા હતા. તેમને છબી બતાવી તો બધા બોલી ઊઠયા, 'ઓહો! આ તો અમારી જ રાજકુમારીની છબી છે.' પ્રધાનને આ સાંભળી ધરપત આવી. તેણે એ શહેરમાં જઈ ત્યાંના રાજા તથા રાણીને પેલું ચિત્ર બતાવ્યું. તે બંનેએ પણ કહ્યું કે 'આ તો અમારી પુત્રીનું જ ચિત્ર છે.' પછી પ્રધાને દૂર દેશના વેપારી તરીકે પોતાની ઓળખ આપી, અને સાથે લાવેલી ચીજોમાંથી રાજાને કિંમતી ભેટ આપી ઘર તરફ વિદાય થયો.

દરિયાની લાંબી સફર કરી પ્રધાન પોતાને દેશ જઇ પહોંચ્યો અને રાજાને ચિત્રમાંની બાલિકા શોધી કાઢયાના ખુશ ખબર આપ્યા. રાજાને તો એ રાજકન્યાને જોવાની એટલી ઉતાવળ આવી કે એણે તરત જ વહાણો તૈયાર કરવાનો હુકમ કર્યો. કાફલો તૈયાર થયો એટલે રાજા તથા પ્રધાને વેપારીનો વેશ લીધો અને વહાણની અંદર જુદીજુદી જાતનો માલ ભર્યો. પ્રધાનને ખબર પડી હતી કે રાજકુમારીને રમકડાંનો બહુ શોખ છે, એટલે એક વહાણમાં તો જાતજાતનાં રમકડાં જ ભર્યાં. કેટલા ય દિવસની મુસાફરી પછી તેઓ પેલી ચિત્રબાલિકાના દેશમાં આવી પહોંચ્યા અને વહાણ લંગાર્યાં.

પ્રધાન તો દરબારમાં ગયો. સાથે થોડાં રમકડાં પણ લીધાં. ચાવી આપે એટલે હવામાં ઊડે એવાં રમવાનાં પક્ષીઓ, ચાવી આપે એટલે સવારને પીઠ પર લઇ દોડે એવા રમવાના ઘોડાઓ વગેરે જાતજાતનાં રમકડાં જોઇને રાજકુમારી તો નાચવા ને કૂદવા મંડી પડી. પછી પ્રધાને કહ્યું કે 'આ તો કંઇ નથી. વહાણ પર

મારી પાસે એથી યે વધારે સારાં છે. આપને જોવાં હોય તો મારી સાથે આવો.' રાજકુમારી તો થોડી દાસીઓને સાથે લઇ વહાણ પર ગઈ. ત્યાં રાજાએ એકેકથી ચડે એવાં રમકડાં બતાવવાં માંડયાં. આવાં સુંદર રમકડાં જોવામાં રાજકુંવરી એટલી મશગૂ થઈ ગઈ કે વહાણે લંગર ઉપાડી ચાલવા માંડયું તેની એને ખબર પડી નહિ. છેવટે એણે જોયું કે કપટથી પોતાને લઈ જવામાં આવે છે ત્યારે એણે રડવા માંડયું. પણ રાજાએ એને ખૂબ સમજાવી અને પોતાની હકીકત કહી. રાજકુંવરીએ જ્યારે જાણ્યું કે તે તો એક મોટા દેશનો રાજા છે અને પોતાની સાથે પ્રેમમાં છે ત્યારે ખુશીથી પરણવાની હા કહી. પછી તો બંને જણાં આનંદમાં દિવસ કાઢતાં. વખત કેમ ગયો તેની પણ ખબર બંનેમાંથી કોઈને પડી નહિ.

દેશ પહોંચવાને માત્ર ત્રણ જ દિવસ બાકી હતા. રાજા અને રાજકુમારી આનંદથી તુતક પર ફરતાં હતાં. પ્રધાન બીચારો સુકાન આગળ બેસી માતૃભૂમિનાં દર્શન કરવાને તલપતો બેઠો હતો. એવામાં એક મેના ને પોપટ ઊડતાં ઊડતાં ત્યાં આવીને બેઠાં. પ્રધાન પક્ષીની બોલી સમજતો હતો એટલે મેના પોપટની વાત ધ્યાનથી સાંભળવા લાગ્યો. મેનાએ પોપટને એક મજાની વાત કહેવા કહ્યું. ત્યારે પોપટ કહે, 'આ તારી આંખ આગળ જ વાત ચાલી રહી છે ને! જો, આ રાજા અને કુંવરી કેવાં સુખી દેખાય છે? પરંતુ એ લોકોનું સુખ બહુ લાંબું નહિ ચાલે. રાજાની જીંદગી માત્ર ત્રણ જ દિવસની છે. જેવો એ પોતાના દેશમાં પહોંચશે કે રાજાના સરદારો હાથી, ઘોડા, પાલખી વગેરે લઇ સામા તેડવા

આવશે. રાજા એક સુંદર ઘોડો પોતાને બેસવા માટે પસંદ કરશે. પણ ખરું પૂછો તો એ ઘોડો તો રાક્ષસ છે. એટલે જેવો રાજા સવાર થશે કે એને લઈ ઘોડો હવામાં ઊડશે. પછી ગમે ત્યાં જઈ એને દરિયામાં ફેંકી દેશે.'

મેનાને તો આવી વાત સાંભળી આંખમાં પાણી આવ્યાં. પોતાનો પોપટ આમ ઝડપાઈ જાય તો પોતાને કેવું લાગે, એ વિચારે એનો જીવ રાજકુંવરી માટે ખૂબ બળ્યો અને તે બોલી, 'રાજાનો જીવ બચાવવાનો કોઇ ઉપાય નથી? એને આ વાતની કોઇ ખબર આપે તો?' ત્યારે પોપટે કહ્યું, 'એક ઉપાય છે. રાજા ઘોડે બેસે તે પહેલાં એ ઘોડાનું ડોકું કોઈ કાપી નાખે તો જરૂર રાજાનો જીવ બચે. બાકી આવી વાત રાજાને કોઈ કહે તો એના શરીરનો ત્રીજો ભાગ પથ્થર બને; એટલે કોણ કહેવા જાય?' આટલી વાત કહી પોપટ ને મેના ઊડી વહાણના બીજા ભાગમાં જતાં રહ્યાં. પ્રધાનને આ વાત સાંભળી અતિશય દુઃખ થયું.

બીજે દિવસે વળી પાછો પ્રધાન સુકાન આગળ બેઠો હતો ત્યાં મેના પોપટ આવ્યાં. આગલા દિવસની અધુરી વાત મેનાએ પાછી પૂછી: 'પેલા રાક્ષસના પંજામાંથી રાજા છૂટે તો તો પછી પેલી રાજકુંવરી સાથે લગ્ન કરી સુખી થાય ને?' પોપટે જવાબ દીધો: 'બીચારા રાજાના નસીબમાં સુખ જ નથી. રાક્ષસના હાથમાંથી છૂટશે તોપણ એના પર બીજું વધારે દુઃખ આવી પડવાનું છે. લગ્ન પછી રાજા મિજબાની આપશે. રાજાને માટે જે સોનાની થાળી પીરસાશે તેમાં ઝેર હશે. એટલે જેવો રાજા તેમાંથી ખાશે

કે તરત જ મરણ પામશે.' મેનાને તો બહુ દુઃખ લાગ્યું અને બોલી, 'આમાંથી બચવાનો કંઇ ઇલાજ નથી? કોઈ આ વાત રાજાને ન કહે?' પોપટ કહે, 'રાજાના અડકતાં પહેલાં જ કોઈ થાળીને ઉપાડી પાણીમાં ફેંકી દે તો રાજાનો જીવ બચે. બાકી એને જે કહેવા જાય તેના શરીરનો બે તૃતિયાંશ ભાગ પથ્થર બની જાય.' સાંજ પડ્યે મેના પોપટ પાછાં ઊડી ગયાં. પ્રધાનનું મન આજની વાત સાંભળી વધારે શોકાતુર બન્યું.

મુસાફરીનો છેલ્લો દિવસ હતો. મેના પોપટની વાત સાંભળવા પ્રધાન ફરીને સુકાન આગળ આવીને બેઠો હતો, ત્યાં બંને પંખીડાં આવ્યાં. રાજા ને રાજકુંવરીને આનંદથી તુતક પર ફરતાં જોઈ મેનાને વળી આગલા દિવસની વાત યાદ આવી, એટલે પોપટને પૂછ્યૂં, 'ધારો કે રાજા પેલી ઝેરની થાળીમાંથી બચે તો તો પછી સુખી થાય ને?' પોપટ કહે, 'ના બાપુ, ના! લગ્ન પછી યે એના નસીબમાં સુખ લખ્યું નથી. કારણકે લગ્નની જ રાત્રે જેવાં રાજારાણી પથારીમાં સુઇ જશે ત્યાં, છતમાં એક નાગ રહે છે તેનું ઝેર રાણીના ગાલ ઉપર ટપકશે. રાજા ભૂલેચૂકે પણ રાણીના ગાલને અડકશે તો એના શરીરમાં ઝેર વ્યાપી જશે ને તરત જ એનું મરણ થશે.' મેનાને તો આ વાત સાંભળી બહુ જ રડવું આવ્યું અને તે બોલી, 'અરેરે! ત્યારે રાજાને આ મોતના પંજામાંથી બચાવવાનો કંઇ જ ઉપાય નથી?' પોપટે કહ્યું, 'ઉપાય તો છે, પણ બહુ જ અશક્ય લાગે છે. જો કોઈ એમના ઓરડામાં સંતાઇ રહે ને રાણીના ગાલ પર જેવું પેલું ઝેર પડે કે

તરત જ ચૂસી લઈ થૂંકી નાખે ને એક પ્યાલો ભરી દૂધ પી જાય તો રાજાની જીંદગી બચાવી શકે. બાકી આ વાત પણ જો કોઈ કહેવા જાય તો તે પૂરો પથ્થર બની જાય.' વાત પૂરી થતાં બંને ઊડી ગયાં. પ્રધાનને તો વાત સાંભળી બહુ જ દિલગીરી થઈ. સગા દીકરા જેટલો એને રાજા પર પ્રેમ હતો. છેવટે પોતાના જીવના જોખમે પણ રાજાને બચાવવાનો નિશ્ચય કરી પ્રધાન સુવા ચાલ્યો ગયો.

બીજે દિવસે મળસ્કામાં વહાણ તો દેશ આવી પહોંચ્યું. રાજ્યના સરદારો હાથી ઘોડા સાથે રાજાને તેડવા આવ્યા હતા. રાજાએ તો પોતાની સવારી માટે એક સુંદર તેજી ઘોડો પસંદ કર્યો. પણ જેવો બેસવા જાય છે તેવું જ પ્રધાને તરવાર કાઢી ઘોડાનું માથું ઉડાવી દીધું. પ્રધાનની આ વિચિત્ર વર્તણુકથી બધાને નવાઈ લાગી. અને કારણ પૂછતાં કંઇ જવાબ ન મળ્યો ત્યારે રાજાને પણ ગુસ્સો આવ્યો. પરંતુ પ્રધાનની સેવા ધ્યાનમાં રાખી એને માફી આપી.

રાજનગરમાં પહોંચ્યા પછી રાજા તથા રાજકુંવરીનાં ભારે ધામધુમથી લગ્ન થયાં. લગ્નની ખુશાલીમાં રાજાએ મોટી મિજબાની આપી. સૌ જમવા બેઠા. સોનાની થાળી જેવી રાજા આગળ મૂકાઇ ત્યાં તો પ્રધાને આવી ઝડપથી એ લઈને પાણીમાં ફેંકી દીધી. પ્રધાનની આવી બેઅદબી જોઇ બધે હોહા થઇ રહી. રાજાને પણ પુષ્કળ ગુસ્સો ચડયો, પરંતુ ખુશાલીના પ્રસંગે આવા ચુસ્ત રાજભક્તને શિક્ષા ન કરવી એટલે ફરીથી માફી બક્ષી. શરીર પથ્થરનું થઈ જાય એ બીકે પ્રધાન પણ બીચારો આ વર્તણુકનું

કારણ ન આપી શકયો.

રાત પડતાં રાજા રાણી સુવા ગયાં. પ્રધાન તો પહેલેથી જ ગુપચુપ આવીને તેમના સુવાના ઓરડામાં સંતાયો હતો. થોડી વારે તેણે એક મોટા નાગને છતના કાણામાંથી બહાર નીકળી રાણીના ગાલ પર ઝેરનું ટીપું પાડતાં જોયો. પ્રધાને તરત જ બહાર આવી પેલું ઝેર ચૂસી લીધું અને થૂંકી નાખી દૂધનો ઘુંટડો ભરી લીધો. પરંતુ પ્રધાનના અડકવાથી રાણી જાગી ઊઠી. પ્રધાનને જોઈ એણે બૂમ પાડી, એટલે રાજા પણ જાગી ઊઠયો. આટલી રાતે પ્રધાનને પોતાના ઓરડામાં જોઇ રાજાને બહુ જ ગુસ્સો ચડયો. એણે સિપાઇને બોલાવી પ્રધાનને કેદ કરાવ્યો અને સવારે ફાંસીએ ચડાવવાનો હુકમ આપ્યો. સિપાઇઓ તો પ્રધાનને લઇ ગયા.

સવારે ફાંસીની શિક્ષા થાય તે પહેલાં પ્રધાને રાજાને મળવાની ઈચ્છા બતાવી. રાજાએ જૂના નોકરની ખાતર આટલી માગણી કબૂલ રાખી અને તેને બોલાવ્યો. પછી પ્રધાને પગે પડી પોપટે કહેલી બધી હકીકત રાજાને કહી. જેમજેમ પ્રધાન એ કહેતો ગયો તેમતેમ એનું શરીર પથ્થરનું બનતું ગયું. વાત પૂરી થતાંમાં તો તેનું આખું શરીર આરસના પથ્થરનું બની ગયું! રાજા આ બનાવથી આભો જ બની ગયો. પ્રધાનની હકીકત ખરી છે કે ખોટી એ જાણવા એણે સુવાના ઓરડાની છતમાં જોવડાવ્યું તો એક મોટા નાગને જોયો. પોતાનો જીવ બચાવવા પ્રધાનને આમ પાષાણના પૂતળા બનવું પડયું તેથી રાજાને બહુ જ દુઃખ થયું. એણે તો રાજમહેલમાં જ એક આરસનું મંદિર બનાવી, પ્રધાનનું



વાત પૂરી થતાંમાં તો પ્રધાનનું આખું શરીર આરસના પથ્થરનું બની ગયું.

એ પૂતળું તેમાં સ્થાપ્યું. રાજારાણી દરરોજ ત્યાં દર્શને જતાં અને પૂતળાને પગે પડી એની પૂજા કરતાં.

થોડા મહિના બાદ રાણીએ એક પુત્રને જન્મ આપ્યો. પછી તો રાજા, રાણી અને રાજપુત્ર ત્રણે જણાં પ્રધાનનાં દર્શન કરવા જતાં. રાજકુમાર ત્રણેક વર્ષનો થયો ત્યારે એક દિવસ પ્રધાનના મંદિરમાં હમેશની માફક રાજકુટુંબ દર્શને ગયું હતું. તેવામાં પેલાં જ પોપટ અને મેના ઊડતાં ઊડતાં ત્યાં આવ્યાં. રાજા પ્રધાનની મૂર્તિ આગળ ઊભો હતો એટલે એનામાં પણ પક્ષીની બોલી સમજવાની શક્તિ આવી અને મેના પોપટની બધી વાત એ સમજી શકયો. પોપટે મેનાને કહ્યું, 'બીચારો રાજા! એને જો ખબર હોય કે પ્રધાન ફરીથી સજીવન થઈ શકે તેમ છે તો જરૂર એ ઉપાય કરે.' મેનાએ આતુરતાથી પૂછ્યું, 'શું પ્રધાનને સજીવન કરવાનો ઉપાય છે ખરો?' પોપટે કહ્યું, 'છે તો ખરો, પણ ઘણો જ કઠણ છે. રાજા જો પોતાના પુત્રનું ડોકું કાપી એનું લોહી આ પૂતળા પર છાંટે તો જરૂર પ્રધાન પાછો અસલની સ્થિતિમાં આવે.'

રાજાની દશા તો સૂડી વચ્ચે સોપારી જેવી થઈ. એકને ઉગારવા બીજાને મારવો! અને તે પણ પોતાના વહાલા પુત્રને જ! પરંતુ બીજી તરફ પોતાનો પ્રેમાળ વિશ્વાસુ નોકર ઉગરવાનો હતો જેણે એની જીંદગીના જોખમે પણ પોતાને બચાવ્યો હતો. રાજાને લાગ્યું કે પ્રધાનને પોતે જે અન્યાય કર્યો હતો તેનો બદલો પોતાના પુત્રના ભોગે જ વાળી શકાય. એણે તો તરવાર કાઢી

# આઠમી કુંચી

એક ઝટકે એ નાના બાળકનો શિરચ્છેદ કર્યો અને લોહીની ધાર પ્રધાનના પૂતળા પર રેડી. તરત જ મૂર્તિ હાલી અને પ્રધાન સજીવન થયો.

પણ જ્યારે એને ખબર પડી કે રાજપુત્રના ભોગે પોતાનું જીવન પાછું મળ્યું છે ત્યારે એને બહુ દુઃખ થયું અને ઈશ્વરની ખૂબ પ્રાર્થના કરી. પરમેશ્વરે પણ આ સાચા ભક્તની વીનવણી સાંભળી અને રાજપુત્રને સજીવન કર્યો. પછી તો બધાંએ ખાધું પીધું અને ખૂબ જ મોજ કરી.



# આપકર્મી કે બાપકર્મી

એક મોટો વેપારી હતો. તેને સાત છોકરીઓ. એક દિવસ એ સાતે છોકરીઓમાંથી કોને પોતાના પર સૌથી વધારે પ્રેમ છે એ જાણવાનું વેપારીને મન થયું. એણે એક પછી એક છોકરીને બોલાવીને તે આપકર્મી છે કે બાપકર્મી એમ પૂછ્યું. મોટી છ છોકરીઓએ તો જવાબમાં 'બાપકર્મી છું' એમ કહ્યું. પણ છેલ્લી છોકરીએ જવાબ દીધો, 'હું આપકર્મી છું.'

તેનાં આવાં વચન સાંભળી વેપારીને બહુ જ ગુસ્સો ચડ્યો ને બોલ્યો, 'એટલું બધું તારા કર્મનું સ્વાભિમાન કરે છે તો આજથી તને દુનિયામાં એકલી મૂકી દઉં છું. જોઉં છું કે તારું કર્મ તને કેટલીક મદદ કરે છે!' વેપારીએ તો છોકરીને પાલખીમાં બેસાડી, એક પાઈ પણ આપ્યા વિના ખાલી હાથે ઘરમાંથી કાઢી મૂકી. પાલખીવાળાને હુકમ કર્યો કે એને દૂર જંગલમાં મૂકી આવે. પાલખીવાળા તો પાલખી ખભે ચડાવી, હું! હું! હું! હું! કરતા ઉપડ્યા. રસ્તામાં એક ડોશી મળી, તેણે પાલખીને અટકાવી. એ ડોશી તે નાની છોકરીની દાઈ હતી. છોકરીને નાનેથી મોટી એણે જ કરી હતી.

'એને મારે ત્યાં લઈ ચાલો.' ડોશીએ પાલખીવાળાને કહ્યું. પણ શેઠનો હુકમ કેમ તોડાય? એટલે પાલખી ઊંચકનારાઓએ

ડોશીનું કહ્યું માન્યું નહિ.

'ત્યારે તો મને પણ સાથે જ લઈ જાઓ.' ડોશીમા બોલ્યાં. ડોશીએ તો સાથે જવાની હઠ લીધી એટલે કંટાળીને એને પણ પાલખીમાં બેસાડી નોકરો આગળ ચાલ્યા. એક ઘાડા જંગલ-માં આવી તેમણે પાલખી ઉતારી અને ડોશીને તથા નાની છોકરીને ત્યાં મૂકી પાલખીવાળા પાછા ફર્યા.

એક નાની ચૌદ પંદર વર્ષની સુકોમળ બાળા, લાડકોડમાં ઉછરેલી, પાસે ફૂટી બદામ પણ નહિ, તેને નિરાધાર દશામાં આવા ભયંકર જંગલમાં જોઈ જંગલનાં ઝાડો પણ દયા ખાવા લાગ્યાં. જે મોટા ઘટાદાર ઝાડની છાયામાં છોકરી બેઠી હતી તે બોલ્યું, 'બહેન, મને તારા પર બહુ દયા આવે છે. સૂર્યાસ્ત થશે ત્યાં તો જંગલનાં હિંસક પ્રાણી શિકારની શોધમાં પોતાની ગુફા છોડી બહાર નીક-ળશે, અને તને તથા તારી દાઇને ફાડી ખાશે. માટે આ મારું થડ પોલું છે, તેનું બારણું ઉઘડે કે તમે અંદર ભરાઈ જજો.' ઝાડ બોલતું બધ રહ્યું ત્યાં તો થડ ઉઘડ્યું. અંદર એક મોટી ગુફા જણાઈ. જેવાં પેલી છોકરી ને દાઇ અંદર પેઠાં કે થડ દેવાઇ ગયું.

રાત પડી એટલે તો હિંસક પ્રાણીના બરાડા ને અવાજથી જગલ વધારે ભયાનક બન્યું. સિંહ, વરુ, વાઘ વગેરેને માણસની ગંધ આવવાથી ઝાડ આગળ આવી પહોંચ્યાં ને આસપાસ વીંટ-ળાઈ વળ્યાં. ઝાડને પંજાથી, દાંતથી ચીરી નાખવા માગતાં હોય તેમ થડ પર ખૂબ તરાપો મારવા તથા બરાડા પાડવા લાગ્યાં. પેલી છોકરી અને ડોશી તો આ બરાડા સાંભળી થરથર ધ્રુજવા લાગ્યાં.

જંગલી પશુઓએ તો ઝાડનાં છોતરાં ઉખેડયાં, ડાળો તોડી, ઝાડને જેટલું દુ:ખ અપાય તેટલું આપ્યું, પણ કંઇ જ વળ્યું નહિ. મળસ્કું થતાં બધાં પશુઓ પોતપોતાની બખોલોમાં જતાં રહ્યાં.

સૂર્યોદય થયો એટલે ઝાડનું થડ ઉઘડ્યું. ઝાડે બંને દુખિયારાંને અંદરથી બહાર આવવા કહ્યું. બહાર આવી ઘાતકી પશુઓએ ઝાડને કેટલું નુકસાન કર્યું હતું તે તેમણે જોયું. નાની છોકરીને આ જોઈ બહુ દુ:ખ થયું.

'બાપુ! તું કેટલું દયાળુ છે! તેં જાતે દુ:ખ વેઠી અમને આશરો આપ્યો. આ તારા પર ઉઝરડા પડ્યા છે તેથી તને કેટલું દુ:ખ થતું હશે!' એમ કહી પાસે તળાવ હતું ત્યાંથી માટી લાવી ઝાડના કાપામાં લગાડી. ઝાડને આથી બહુ ઠંડક થઈ ને ઉપકારવશ થઈ બોલ્યું, 'બહેન! તું બહુ ભલી છે. મારું દરદ હવે ઓછું થયું. મને તમારા બંને પર બહુ દયા આવે છે કે હવે તમે શું ખાશો? મારા પર કંઈ ફળ પણ નથી કે તમને આપું. પણ તમારી પાસે પૈસા હોય તો અહીં નજીકમાં એક ગામડું છે ત્યાંથી ખાવાનું મળશે.'

પણ બુઢ્ઢી કે છોકરી કોઈની પાસે પૈસા નહોતા. ડોશીએ ખૂબ ગજવાં ખંખોળ્યાં તો પાંચ કોડી નીકળી. ઝાડે ડોશીને થોડી ધાણી લાવવા કહ્યું. ડોશીમા તો પાસેના ગામમાં ગયાં અને એક દુકાનવાળાને પાંચ કોડી લઈ ધાણી આપવા કહ્યું. પેલો દુકાનવાળો તો હસવા લાગ્યો. 'કંઇ ગાંડી બાંડી થઈ છે? વળી કોડીની તે

ધાણી આવે?' ડોશી બીજી દુકાને ગઈ. દુકાનદારને લાગ્યું કે આ બીચારી કોઈ દુખિયારી હશે, એટલે દયા લાવીને કોડીના બદલામાં ધાણી આપી. ડોશી તે લઈ ઝટઝટ પાછી જંગલમાં ગઈ. ઝાડે સલાહ આપી કે 'આમાંથી થોડી ધાણી તમે બંને ખાઓ, થોડી કાલને માટે ઊંચી રાખો અને આમાંની અરધી ધાણી સાંજ પડ્યે પેલા તળાવની આસપાસ વેરજો.' બંને જણે ઝાડના કહ્યા પ્રમાણે કર્યું. જોકે તળાવની આસપાસ ધાણી વેરવાનો શો હેતુ હશે તે તેઓ સમજી ન શક્યાં. રાત પડી એટલે પાછું ઝાડનું થડ ઉઘડ્યું અને બંને જણ અંદર ભરાઈ ગયાં. આગલી રાતની માફક પેલાં જંગલી પશુઓ ફરી ઝાડની આસપાસ વીંટળાઈ વળ્યાં અને ભયંકર ગર્જનાઓ કરી આખું વન ગજાવી મૂક્યું.

પરંતુ તે દિવસે રાતના એક બીજો પણ બનાવ બન્યો, જેની ખબર બંને સ્ત્રીઓને બીજે દિવસે સવારે પડી. ધાણીથી આકર્ષાઈ હજારો મોર તળાવ આગળ આવ્યા અને ખાવા માટે એકબીજાનાં પીછાં ખેંચી લડ્યા. બીજે દિવસે બંને સ્ત્રીઓ જ્યારે બહાર નીકળી ત્યારે તળાવની ચોમેર મોરનાં પીંછાંનો ઢગ પડ્યો હતો. છોકરી તો ખુશ થઇને બધાં વીણી લાવી અને એક સુંદર પંખો બનાવ્યો. દાઇએ પાસેના ગામમાં જઇ ત્યાંના રાજકુમારને તે વેચ્યો ને ખૂબ પૈસા લાવી. પછી તો રોજ તેઓ તળાવની આસપાસ ધાણી વેરવા લાગ્યાં; અને રાત્રે મોર ધાણી ખાવા આવે તેનાં પીંછાં સવારે એકઠાં કરી એનો પંખો કરી બજારમાં વેચી આવતાં. એમ કરતાં કરતાં છોકરીએ તો ખૂબ પૈસો એકઠો કર્યો અને

જંગલમાં એક મજાનો મહેલ બંધાવ્યો.

આણી બાજુ છોકરીના બાપને તો વેપારમાં એક પછી એક મોટી ખોટ જવા લાગી. એનો માલ લાવતાં કેટલાં યે વહાણ દરિયામાં ડૂબી ગયાં. વેપારી તો પુષ્કળ દેવાદાર બની ગયો. આખરે ઘરબાર વેચી છયે છોકરીઓને લઈ એ મજૂરીની શોધમાં નીકળ્યો. ફરતાં ફરતાં જ્યાં પોતાની નાની છોકરી મહેલની પાસે તળાવ ખોદાવતી હતી ત્યાં આવી પહોંચ્યો.

છોકરી મહેલના ઝરૂખામાં ઊભીઊભી તળાવનું કામ જોતી હતી, ત્યાં એના બાપને તથા બહેનોને કંગાળ હાલતમાં હોવા છતાં ઓળખ્યાં. એણે તો વહેલો વહેલો નોકરને દોડાવી બધાંને અંદર બોલાવ્યાં. વેપારી તો ગભરાવા લાગ્યો કે શેઠાણી શા માટે એને બોલાવતાં હશે! પણ મહેલમાં પેઠો કે નાની છોકરી દોડતી આવી બાપને પગે પડી. પછી તો પોતે કેવી રીતે પૈસાદાર બની હતી તે હકીકત પણ કહી. બાપને પણ લાગ્યું કે આપકર્મથી જ માણસ આગળ વધી શકે છે. નાની છોકરીએ બાપને ખૂબ પૈસા આપ્યા. તે લઈ એણે ફરી વેપાર શરૂ કર્યો અને પહેલાંની માફક ખૂબ કમાવા લાગ્યો.

એક દિવસ તે વેપારી વહાણમાં માલ ભરી દેશાવર જવા નીકળ્યો. વહાણનું લંગર ઉપાડ્યું, પરંતુ વહાણ ત્યાંથી જરા પણ ચસે નહિ. પહેલાં તો કારણ સમજાયું નહિ, પણ પછી લાગ્યું કે પોતે બધી છોકરીઓને દેશાવરથી શું લાવવું તે પૂછ્યું છે પણ નાની છોકરીને પૂછવાનું રહી ગયું છે તેથી આમ થતું હશે. એણે

તો નોકરને દોડાવ્યો. છોકરી નહાવા બેઠી હતી એટલે એણે અંદરથી 'સબુર' એમ બૂમ પાડી. નોકર સમજ્યો કે 'સબુર' મંગાવ્યું છે એટલે એણે તો આવી વેપારીને તે પ્રમાણે કહ્યું. નોકર આવી પહોંચ્યો કે તરત જ વહાણ ઉપડ્યું.

વેપારીએ તો પોતાનો માલ બંદરે બંદરે વેચ્યો અને બીજો ખરીદ્યો. મોટી છોકરીઓએ મંગાવેલી ચીજો પણ લીધી, પરંતુ 'સબુર' કોઈ ઠેકાણેથી મળે નહિ. કેટલે ય વખતે એક મોટા બંદર આગળ વહાણ જઈ પહોંચ્યું. વેપારીને થયું આ શહેર મોટું છે; અહીંથી જરૂર 'સબુર' મળશે. એણે તો આખા ગામમાં દાંડી પીટાવી કે 'સબુર જોઇએ છે, સબુર; કોઇ સબુર આપશો?' એ ગામના રાજકુંવરનું નામ 'સબુર' હતું. તેણે આ વિચિત્ર દાંડી સાંભળી. એની પાસે એક જાદુઇ પંખો ને આરસી હતાં. તેને એક લાકડાની પેટીમાં મૂકી એ વેપારી પાસે ગયો ને કહ્યું, 'જે તમારે જોઇએ છે તે આમાં છે.' ઘણી મુશ્કેલીએ 'સબુર' મળેલું જોઈ વેપારી ખુશ થયો અને પોતાને દેશ આવવા નીકળ્યો.

ઘેર આવી તેણે પેલી લાકડાની પેટી નાની છોકરીને મોકલી આપી. સાધારણ પેટી જેવી પેટી હશે એમ ધારી છોકરીએ તો તે ઊંચે મૂકી. એક દિવસ નવરી બેઠી હતી ત્યારે અંદર શું હશે એ જાણવાને તેણે પેટી ઉઘાડી, તો અંદર એક આરસી અને સુંદર પંખો જોયાં. પંખો ઉઘાડી જેવો હલાવ્યો કે તરત જ રાજકુમાર સબુર ત્યાં ખડો થયો ને બોલ્યો, 'મને કેમ બોલાવ્યો?'

છોકરી તો આ ખૂબસૂરત રાજકુમારને જોઈ આશ્ચર્યમાં ગર-



તરત રાજકુમાર સણુર ત્યાં ખડો થયો.

કાવ થઇ ગઇ. પછી રાજકુમારે પોતે વેપારીને શા માટે પેટી આપી હતી વગેરે હકીકત કહી અને જણાવ્યું કે 'જ્યારે મને બોલાવવો હોય ત્યારે પંખો હલાવજે.' પછી તો છોકરી રોજ પંખો હલાવે ને રાજકુમાર આવે અને બંને મજા કરે. આખરે રાજકુમારે વેપારી પાસે એની છોકરીના લગ્નને માટે માગણી કરી. વેપારી તો ખૂબ ખુશ થયો અને ભારે ધામધુમથી લગ્નની તૈયારી કરવા માંડી.

પણ પેલી છ બહેનોને નાની છોકરીના આવા સદ્‌ભાગ્યની અદેખાઇ આવી. એમણે રાજકુમારને મારી નાખવાનો નિશ્ચય કર્યો. રાજકુમાર જે પથારીમાં સુતો હતો તેના પર કાચ વાટીને કાચનો ભૂકો વેર્યો. જેવો રાજકુમાર બીચારો પથારીમાં સુવા જાય છે ત્યાં કાચના બારીક કકડા એના શરીરમાં પેસી ગયા અને એને બહુ જ વેદના થવા લાગી. શું થયું તે કોઇને સમજ ન પડે. રાજકુમારને આમ પીડાતો જોઇ એનાં માણસો એને પોતાને દેશ લઇ ગયાં.

રાજકુમારનાં માબાપે તો દેશદેશાવરથી વૈદો અને હકીમો બોલાવ્યા, પણ કોઈનું કંઈ વળે જ નહિ. કોઇ એનો રોગ પારખી શકે જ નહિ. રાજકુમાર તો બીચારો દિવસે દિવસે વધારે ને વધારે હેરાન થવા લાગ્યો. બધાએ એના જીવવાની આશા છોડી.

પેલી નાની છોકરીના દુઃખનો તો પાર જ નહોતો. એના સુખમાં એકાએક કાળી વાદળી આવી. રાજકુમાર ક્યાંનો છે તે પણ એ જાણતી નહોતી. આખરે કોઇ પણ રીતે રાજકુમારને શોધી એની સારવાર કરવાનો તેણે નિશ્ચય કર્યો. સંન્યાસીનો વેશ

ધારણ કરી છોકરી તો નીકળી પડી. થોડે દૂર ગઈ ત્યાં થાક લાગ્યો એટલે એક ઝાડ નીચે તે થાક ખાવા બેઠી.

એ ઝાડ પર એક વિહંગ પક્ષીનો માળો હતો. વિહંગ અને વિહંગરી તો ચણ શોધવા ગયાં હતાં, પણ માળામાં એના બચ્ચાં હતાં. એકાએક બચ્ચાંઓની ચીસાચીસથી અરધી ઊંઘમાં આવેલી પેલી છોકરી જાગી ઊઠી. એણે ઉપર જોયું તો એક મોટા ઝેરી સાપને વિહંગના માળા તરફ જતાં જોયો. છોકરીએ તો કમરેથી કટાર કાઢી સાપના બે ટુકડા કરી નાખ્યા. થોડી વારે વિહંગ ને વિહંગરી ઊડતાં ઊડતાં આવી પહોંચ્યાં. બચ્ચાંએ તેમને બનેલી હકીકત કહી ને સાપના ટુકડા પણ બતાવ્યા. વિહંગરીની ખુશીનો પાર ન રહ્યો. ઘણુંખરું સાપ એનાં બચ્ચાંને મારી નાખતો. એણે નરને કહ્યું, ‘ આ સંન્યાસીએ આપણાં બચ્ચાંને બચાવ્યાં તેના બદલામાં આપણે પણ એની કંઈક સેવા કરવી જોઇએ.’ વિહંગ પક્ષી બોલ્યું, ‘જરૂર, આપણે થોડા જ વખતમાં એનું ભલું કરી શકીશું. કારણકે આ સંન્યાસી કંઈ પુરુષ નથી પણ સ્ત્રી છે. એનાં લગ્ન ગઈ કાલે જ રાજકુમાર સબુર સાથે થવાનાં હતાં, પણ એવામાં રાજકુમારના શરીરમાં કાચના બારીક ટુકડા પેઠા તેને લીધે એ પીડાય છે અને લગભગ મરવાની અણી પર છે.’ વિહંગરી બોલી, ‘એ રાજકુંવરનો જીવ બચાવવાનો કોઈ ઉપાય નથી?’ વિહંગે કહ્યું, ‘હા છે. આપણી હગાર ઝાડ નીચે પડીને સુકાઈ ગઇ છે તેનો ભૂકો કરી રાજકુમારને શરીરે લગાડે તો એને જરૂર સારું થાય. પહેલાં તેને સાત વખત સાત ઘડાના પાણીથી

નવડાવી, પછી સાત વખત સાત ઘડા દૂધથી નવડાવીને એક પીછી વડે આ ભૂકો એના શરીર પર લગાડશે, એટલે એ તરત જ ઊઠીને બેઠો થશે.'

વિહંગરી બોલી, 'પણ આ બીચારી છોકરી એટલે દૂર ચાલીને કેવી રીતે જશે? એ પહોંચશે તે પહેલાં તો રાજકુમાર મરી પણ જશે.' વિહંગે કહ્યું, 'હું એને મારી પીઠ પર બેસાડી લઇ જઈશ, અને પાછો લેતો પણ આવીશ. પણ એક શરતે, કે એણે ત્યાં આગળ કોઈ પણ જાતની બક્ષિશ લેવી નાહ.'

પેલી છોકરી તો આ બધી વાત સમજી શકતી હતી. એણે પક્ષીને રાજકુમાર સબુર પાસે પોતાને લઈ જવા માટે ખૂબ આજીજી કરી. પક્ષી પણ કબૂલ થયું. જતાં પહેલાં છોકરીએ પક્ષીની હગાર એકઠી કરી, એનો ભૂકો કરી ચાળી નાખી સાથે લઈ લીધો. પક્ષી તો વીજળી વેગે હવામાં ઊડ્યું ને જોતજોતાંમાં છોકરીને રાજકુમાર સબુરને ગામ પહોંચાડી.

છોકરીએ રાજમહેલમાં જઇ રાજાને સંદેશો કહેવડાવ્યો કે 'એક સંન્યાસી આવ્યો છે તે થોડી જ વારમાં રાજકુમારને આરામ કરી દેશે.' પહેલાં તો રાજાને લાગ્યું કે સંન્યાસી કોઇ ઢોંગી હશે અને પૈસાના લોભે આવ્યો હશે. પણ આસપાસનાં માણસોના આગ્રહથી સંન્યાસીને બોલાવ્યો. સંન્યાસીએ સાત ઘડા પાણીના ને સાત ઘડા દૂધે ભરેલા લાવવા કહ્યું. પહેલાં પાણીથી ને પછી દૂધ વતી રાજકુમારનું શરીર ધોઈ, સાફ કરી પેલો ભૂકો પીછી વડે ચોપડ્યો. ફરીને સાત વાર પાણીથી ને સાત વાર

દૂધથી શરીર સાફ કર્યું, એટલે રાજકુમારને અતિશય સુખ વળ્યું ને બધો દુખાવો મટી ગયો.

રાજાને તો બહુ જ આનંદ થયો, અને તેણે સંન્યાસીને તીજોરીમાંથી કિંમતી જવાહીર આપવાનો હુકમ કર્યો. પણ સંન્યાસીએ તો કોઈ પણ જાતની બક્ષિશ લેવાની ના કહી. માત્ર તેણે રાજકુમાર પાસેથી એક વીંટી માગી લીધી. વીંટી લઈ સંન્યાસી તો જ્યાં સમુદ્રકિનારે વિહંગ રાહ જોતું હતું ત્યાં આવી પહોંચ્યો અને એના પર સવાર થઈ પોતાને દેશ પાછો ફર્યો.

છોકરી જેવી ઘેર પહોંચી કે તરત જ પેલો પંખો પેટીમાંથી કાઢ્યો ને હલાવ્યો. હલાવતાંની સાથે જ રાજકુમાર સબુર ખડો થયો. પછી છોકરીએ પેલી વીંટી રાજકુમારને બતાવી, એટલે એ સમજી ગયો કે પોતાનો જીવ બચાવનાર સંન્યાસી નહિ પણ પેલી છોકરી જ હતી. રાજકુમારને એથી ખૂબ હર્ષ થયો. પછી તો બંનેનાં લગ્ન ખૂબ જ ધામધુમથી થયાં. છોકરીની છ યે બેનોને પશ્ચાત્તાપ થયો. નાની બહેને સૌને માફી આપી અને બધાંએ ખાઈ પીને મોજ કરી.





# વાંદરી

એક રાજા હતો. તે ઘણો જ ભલો. તેને સાત રાજપુત્રો હતા. બધાના ઉપર રાજાને બહુ જ પ્રેમ. તે દરેકને સરખી રીતે રાખતો. દરેકને માટે એકેક મહેલ. પોશાકો પણ દરેક રાજ-કુમારના સરખા. ઘોડા પણ સરખા. બધા ભાઈઓ આમ સરખી રીતે ઉછરેલા, એટલે સંપ પણ સારો હતો.

રાજકુમારો મોટા થયા એટલે રાજાએ સાતેને માટે લાયક સરખાં રૂપગુણવાળી કન્યાની તપાસ કરવા વજીરને હુકમ આપ્યો, વજીરે તો દેશેદેશ માણસ મોકલ્યાં, પણ સાતે કન્યા સરખાં રૂપ-ગુણવાળી તો ક્યાંથી જ મળે ? આથી રાજા બીચારો નિરાશ થયો. ત્યારે વજીરે એક યુક્તિ બતાવી કે 'સાતે રાજપુત્રોને સમજાવો કે દરેક જણ પોતપોતાનું નસીબ અજમાવે. જેવું જેનું નસીબ હશે તેવી તેને કન્યા મળશે. સાતે રાજપુત્રોએ એક જગ્યાએથી જુદીજુદી દિશામાં તીર ફેંકવાં. જે જગ્યાએ તીર પડે ત્યાં તપાસ કરાવવી અને ત્યાંથી જે જે કન્યાઓ મળે તેની સાથે તેઓ લગ્ન કરે.'

રાજાને વજીરની આ સલાહ ગમી અને રાજપુત્રોને બોલાવી

પોતાની ઇચ્છા કહી સંભળાવી. સાતે પુત્રોએ પણ બાપને ખુશ કરવા આ કબૂલ કર્યું. પછી સાતે જણે રાજમહેલની અગાશી પરથી જુદીજુદી દિશામાં સાત તીર ફેંક્યાં. નોકરો બધી તરફ દોડયા. સારે નસીબે મોટા છ રાજકુમારોએ જે જે દિશામાં તીર ફેંક્યાં હતાં ત્યાંથી સારાં રૂપગુણવાળી કન્યાઓ મળી.

પણ સૌથી નાના કુંવરનું તીર તો દૂરદૂર જંગલમાં ગયું હતું. તપાસ કરતાં કરતાં એક ઝાડ પર તે ચોંટેલું મળી આવ્યું. એ ઝાડ પર એક વાંદરી રહેતી હતી. નોકરોએ આવી રાજાને બધી હકીકત કહી. એ સાંભળી રાજા બહુ જ દિલગીર થયો. રાજાએ રાજપુત્રને ફરીથી તીર છોડી પોતાનું નસીબ અજમાવવાનું કહ્યું, પણ એણે તો ચોખ્ખી ના જ કહી અને જણાવ્યું કે 'મારું વચન મારે પાળવું જ જોઇએ. મારા નસીબમાં વાંદરી સાથે આખું જીવન ગાળવાનું હશે.'

પછી તે પેલી વાંદરીને લઇ આવી પોતાના મહેલમાં લઈ ગયો અને તેને સારી રીતે નવડાવી ધોવડાવી સોનાની સાંકળ વતી બાંધી. રાજકુમાર તો પોતાની સાથે વાંદરીને જમવા બેસાડે અને સારું સારું ખાવાનું આપે. એ વાંદરીને 'શાહજાદી' કહીને જ બોલાવતો. જ્યારે જ્યારે એ એકલો પડે ત્યારે વાંદરી સાથે વાતો કરે. વાંદરી પણ જાણે બધું સમજતી હોય તેમ ઠાવકું મોં કરીને રાજપુત્રની સામે જોયા કરે. થોડા વખતમાં તો વાંદરીએ રાજકુમારનું દિલ એવું જીતી લીધું કે 'શાહજાદી' વિના એને જરા પણ ચાલે જ નહિ. પોતે દિલગીરીમાં હોય ત્યારે પણ તે વાંદરી આગળ જઈને

પોતાના મનનો ઊભરો કાઢે.

રાજાને નાના રાજપુત્ર માટે બહુ જ જીવ બળે. તેણે એને કોઈ સારી કન્યા સાથે લગ્ન કરવા સમજાવવાના બહુબહુ પ્રયત્ન કર્યા, પણ ફોગટ. આખરે એણે એક યુક્તિ શોધી કાઢી. એણે તો સાતે રાજપુત્રોને બોલાવી કહ્યું કે 'મને તમારે ત્યાં જમવા આવવવાની હોંસ છે. તમારાં લગ્ન પછી મેં તમારી વહુઓને કંઈ ભેટ નથી આપી. તે પણ સાથે સાથે આપીશ.

પછી રાજા તો એક પછી એક એમ દરેક રાજપુત્રને ઘેર જમવા જાય, ભાતભાતની રસોઈઓ જમે અને પછી પુત્રવધુને બોલાવી આશિર્વાદ આપી ખૂબ સારી સારી ભેટ આપે. દરેક રાજપુત્ર એકેકથી ચઢિયાતું માનપાન રાજાને આપે અને રાજા પોતાના પુત્રોનું સુખ જોઈ ખૂબ આનંદ પામે. એમ કરતાં છેલ્લો વારો સૌથી નાના કુંવરનો આવ્યો. એ શું જોઇને રાજાને બોલાવી શકે? એની 'શાહજાદી'ને રાજા પાસે કેમ કરીને પગે લગાડવા લઇ જવાય? રાજપુત્ર મનમાં બહુ જ દુઃખી થયો અને હમેશની માફક દુઃખનો ઊભરો કાઢવા વાંદરી પાસે ગયો ને બડબડવા લાગ્યો કે 'કાલે તો રાજાને મારે ઘેર બોલાવવાનો વારો છે; પણ હું શું જોઈને બોલાવું? બધા ભાઈઓએ પોતાનાં ઘર અને વહુ રાજાજીને બતાવ્યાં; હું શું બતાવું? બધા મારી મશ્કરી તો કરે છે, તેમાં હું તને રાજા પાસે લઈ જાઉં તો બાકી જ શું રહે? બધા જાણશે કે હું ગાંડો જ થયો છું. અરેરે મારી શાહજાદી, તને વાચા હોત તો કેવું સારું.'

રાજકુંવર આમ બડબડતો હતો ત્યાં વાંદરીને તો ખરેખર વાચા આવી અને બોલી, 'તું આમ ગભરાય છે શા માટે? ખુશીથી રાજાજીને જમવા બોલાવ. રાજાને તો શું પણ તારા ભાઈઓને તેમજ બીજા સરદારો અમલદારોને પણ જમવા બોલાવ.' રાજકુમારને તો આ ચમત્કારથી બહુ જ નવાઈ લાગી. શું આ શાહજાદી જ બોલી હશે! પછી તો રાજા પાસે જઈ એણે રાજાને તેમજ વાંદરીના કહ્યા પ્રમાણે બધાને જમવાનું નોતરું દીધું. અમલદારો તો માંહ્યોમાંહ્ય હસવા લાગ્યા કે 'નોતરીને શું કરશે? એની શાહજાદીનું આપણી આગળ પ્રદર્શન કરવા માગે છે!'

રાજપુત્ર ઘેર તો ગયો, પણ બહુ જ ઉદાસ મને. આટલા બધાને જમવા તો બોલાવ્યા છે, પણ તેની વ્યવસ્થા સ્ત્રી વિના કોણ કરશે? તે આમ વિચારમાં હતો એટલામાં કંઇ અવાજ થયો. તેણે ઊંચે જોયું તો શાહજાદી ચાળા કરીને કંઈ કહેતી હોય એમ લાગ્યું. 'શાહજાદી, તેં પણ મારી આબરૂ લેવાનો ઠીક વિચાર કર્યો છે! રાજાને ને બધાને જમવા બોલાવ્યા, પણ એ બધાની આગતાસ્વાગતા કોણ કરશે? તું અબોલ કેમ થઇ ગઇ?' પણ શાહજાદી તો મૂંગી જ રહી. રાજપુત્રને લાગ્યું કે કદાચ સ્વપ્નામાં જ તેને બોલતી સાંભળી હશે. આ વિચારથી તો એને વધારે ગભરામણ થવા લાગી. હવે ફજેતો થશે તો? એટલામાં એણે જોયું કે શાહજાદી એને ઠીકરાના કડકા જેવું કંઈ આપવા માગે છે. તેણે કડકો લઇને જોયું તો તેના પર સુંદર અક્ષરે લખ્યું હતું કે 'હું બોલતી નથી તેથી દિલગીર ના થતો. જ્યાંથી તેં મને આણી હતી

તે ઝાડ આગળ જઇને આ કડકો તેના થડના પોલાણમાં નાખજે અને પછી શું થાય છે તે જોજે.'

રાજપુત્ર તો આભો બની ગયો! તેને આ બધો ભેદ શું છે તેની કંઈ સમજ પડી નહિ. પરંતુ શાહજાદીના કહ્યા પ્રમાણે પેલા ઠીકરાનો કડકો લઇ જંગલ તરફ ચાલ્યો અને પેલા ઝાડના થડમાં કડકો નાખી શું થાય છે તે જોતો ઊભો. થોડી જ વારમાં એક ઘણી જ ખૂબસૂરત સ્ત્રી બહાર આવી અને રાજપુત્રને કહ્યું કે 'પરીઓની રાણીએ તને અંદર બોલાવ્યો છે'. રાજપુત્ર તો પોલાણમાં થઇને નીચે ઊતર્યો.

નીચેની દુનિયા જોઈને રાજપુત્ર તો આશ્ચર્યથી અવાક્ જ બની ગયો! એક ઘણો જ મજાનો બાગ. એ બાગનાં ઝાડોનાં થડ સોનાનાં ને પાંદડાં નીલમનાં! ઝાડ પરનાં લાલબમ જેવાં ફળો ખરાં માણેક જ! સ્ફટિકના ફુવારામાંથી અત્તરની ફોરમો ઊડે; જાણે મોતી વેરાતાં ન હોય! ઝાડની કુંજોમાં પક્ષીઓ મીઠાં મીઠાં ગીત ગાય. મહેલમાં જવાને બાર દરવાજા હતા. છેલ્લો દરવાજો વટાવ્યા પછી સોનાનાં પગથિયાં પર થઇને પરી રાજપુત્રને એક ઓરડામાં લઇ ગઇ. અહીંનો ભભકો જોઈને તો રાજકુમાર છક જ થઈ ગયો. ઓરડામાં હીરાજડિત બાજઠ પર તેણે એક બહુ જ બહુ જ ખૂબસૂરત સ્ત્રી જોઈ. રાજકુમાર તો આ સુંદરીનું રૂપ જોઈ ભાન જ ભૂલી ગયો અને પોતે શા માટે આવ્યો છે તે બોલવાનું પણ વિસરી ગયો.

પરીએ રાજકુમારને એક બેઠક બતાવી બેસવા કહ્યું અને

બોલી, 'રાજકુમાર! હું તારો સંદેશો જાણું છું. તું જરા પણ ફિકર ના કરીશ. તું તારે સુખેથી ઘેર જા. તારા પિતાની આગતા-સ્વાગતાનો બધો બંદોબસ્ત થઈ રહેશે.' રાજકુમાર નમન કરી પરી રાણીની રજા લઈ પાછો ફર્યો. એણે તો ઘેર આવી શાહજાદીને પરીના અદ્ભુત મહેલનું વર્ણન કર્યું. આખી રાત એને એ પરી રાણીનાં જ સ્વપ્નાં આવ્યાં.

સવાર પડી એટલે રાજકુમાર શી વ્યવસ્થા થાય છે તે જોવા બહાર નીકળ્યો. જે દેખાવ એણે જોયો તેથી એની અજાયબીનો પાર ન રહ્યો. તેના ઘરથી તે છેક રાજમહેલ સુધી ફળફૂલનાં ઝાડની હાર થઈ ગઇ હતી. રસ્તાની બંને બાજુએ ચોખ્ખા પાણીના ઝરા વહેતા હતા. ઘરથી તે રાજમહેલના રસ્તા સુધી મખમલનો ગાલીચો પાથરી દીધો હતો. તોરણો, કમાનો ને ધજાપતાકાથી આખો રસ્તો શણગાર્યો હતો. ઠેકઠેકાણે નાના શમિયાના ઊભા કર્યા હતા તેમાં જુદાજુદા ખેલ તથા નાચગાન ચાલી રહ્યાં હતાં. વળી શરબત, મીઠાઇ ને પાનગુલાબને માટે પણ નાના નાના મંડપો ઠેકઠેકાણે હતા.

આ બધું જોઈને રાજકુમારને પળવાર એમ જ લાગ્યું કે હજી એ સ્વપ્નામાં જ છે. ઘરની અંદર ગયો તો કલાક પહેલાં જ્યાં બધું શાંત હતું ત્યાં ખૂબ ધમાલ થઈ રહી હતી. નોકરચાકરો નવાં નવાં કપડાં પહેરી આમતેમ દોડાદોડ કરી રહ્યા હતા. દસ હજાર માણસોને પૂરતી ખાવાપીવાની ગોઠવણ થઇ ગઈ હતી. પાંચે પકવાનો અને વિવિધ વાનીઓથી ભરેલા સોનાના

થાળ રત્નજડિત પાટ આગળ મૂક્યા હતા. બારીઓ બારણાં સુગંધિત અને સુશોભિત રંગબેરંગી ફૂલનાં તોરણોથી શણગાર્યાં હતાં. ઝરૂખામાંથી સતાર સારંગીના મીઠા સૂરો આવતા હતા. રાજકુમાર હર્ષથી આ બધી તૈયારી જોઈ રહ્યા હતો ત્યાં એક ભભકાબંધ કપડાંમાં સજ્જ થએલા નોકરે આવી વરદી આપી કે રાજાજીની સવારી પધારી છે. રાજકુમાર વહેલો વહેલો સામે તેડવા ગયો અને બધા રાજવંશી પરોણાઓને લઈ 'હીરાભવન' જે ઓરડો ખાસ આ મિજબાની માટે શણગાર્યો હતો ત્યાં લઈ ગયો. જમણ પૂરું થતાં રાજકુમારે દરેક પરોણાને જે સોનાની થાળીમાં એ જમ્યા હતા તે ભેટ આપી. રાજકુમારની આ ઉદારતાથી બધા રાજી રાજી થઇ ગયા.

પછી રાજાએ રાજપુત્રને પાસે બોલાવી કહ્યું, 'બેટા! આજની તારી પરોણાગતથી હું બહુ જ ખુશી થયો છું. મારી પાસે પૈસા છે તેના કરતાં આજની મિજબાની પાછળ તેં વધારે ખરચ્યા હશે. એ બધો પૈસો તું કયાંથી લાવ્યો તે જાણવાની જિજ્ઞાસા મને નથી. વળી આજની ભાતભાતની રસોઈ કોની દેખરેખ નીચે તૈયાર થઈ તે પણ હું જાણવા નથી માગતો. પરંતુ તારા જીવનની આવી ભાગીદાર, તારી સુખદુઃખની સાથી તારી સ્ત્રીને જોઈ એને આશિર્વાદ આપવાની મને હોંસ છે. રાજપુત્ર પિતાને પગે પડયો અને બોલ્યો, 'આપની ઈચ્છા માથે ચડાવું છું.'

રાજકુમારને જે બીક હતી તે જ પ્રમાણે થયું. હવે વાંદરીને રાજા આગળ લાવવી પણ કેમ? લાવે તો બધા પરોણાઓ એની મશ્કરી



વાંદરીએ રાજકુમારને કહ્યું, 'તું ગભરાય છે શા માટે?'

કરે. તોપણ બીતો બીતો એ તો શાહજાદીના ઓરડામાં ગયો. રાજાને તો એમ હતું કે રાજકુમાર વાંદરીને શાહજાદી તરીકે લાવે અને બીજા મશ્કરી કરે તો શરમિંદો પડી કોઇ સારી કન્યા સાથે લગ્ન કરે.

રાજકુમાર જેવો વાંદરીના ઓરડામાં પેઠો તેવો કોઇ અદ્‌ભુત પ્રકાશથી અંજાઇ ગયો. આખો ઓરડો કંઇ અલૌકિક તેજથી ઝળાંઝળાં થઈ રહ્યો હતો. ઓરડાની વચ્ચોવચ સિંહાસન પર, ઝાડની બખોલમાં તેણે જે પરીરાણીને જોઈ હતી તે જ બેઠી હતી. રાજપુત્રે પોતાની વાંદરી શાહજાદી માટે આમતેમ જોયું, પણ તેનો તો કયાં યે પત્તો નહોતો. રાજકુમારની મૂંઝવણ જોઈ પરી બોલી, ‘રાજકુમાર! જ્યારથી મેં તમને પાતાળી મહેલમાં જોયા ત્યારથી મને બીજા કોઇના વિચાર જ આવતા નથી. તમારી શાહજાદીને મેં અહીંથી મોકલી દીધી છે અને હું પોતે જ તમારાં સુખદુઃખની ભાગીદાર થવા તમારી પાસે આવી છું. તમે મને તમારી શાહ-જાદી તરીકે સ્વીકારશો?’

રાજકુમાર તો પોતાની વહાલી વાંદરીની આવી હકીકત સાંભળીને દિલગીર થયો અને ગુસ્સાથી બોલ્યો, ‘ઓ નિર્દય સ્ત્રી! મારાં સુખદુઃખની ભાગીદાર મેં મારી વાંદરીને બનાવી છે. એને જ મેં મારું જીવનસર્વસ્વ અર્પણ કર્યું છે. શું તું મને મારું વચન તોડાવવા માગે છે? પહેલાં જોઈ ત્યારે મને તારે માટે સારો અભિપ્રાય હતો. પણ હવે મને લાગે છે કે મેં ભૂલ કરી. શું એક સુંદર મુખડાની ખાતર મારી શાહજાદીનો ત્યાગ કરી હું મારા

વચનનો ભંગ કરું?'

આ સાંભળી પરીરાણી ખડખડાટ હસી પડી ને બોલી, 'રાજકુમાર! મારા સુંદર મુખડા તરફ તું બેદરકાર ભલે હો, પણ તું આવો કૃતઘ્ની હશે એ તો મને ખબર જ નહિ. મેં તને આટલી મદદ કરી તેનો આ જ બદલો? જે ઠાઠમાઠથી તારા પિતાની પરોણાગત થઇ તે મારી મદદ વિના તું કરી શકયો હોત? હું મારું સર્વસ્વ તને અર્પણ કરવા તૈયાર છું. તું મારો નહિ થાય?' રાજકુમાર તિરસ્કારથી બોલ્યો, 'બાઈ! મેં કદિ તારી પાસે મદદ માગી નહોતી. આ બધું મારી વહાલી શાહજાદીને મારી પાસેથી લઈ લેવાને કાવત્રું રચ્યું હોય એમ લાગે છે. હું તને પગે પડીને વીનવું છું કે મારી શાહજાદી મને પાછી આપ.' આટલું બોલી રાજકુમાર પરીરાણીને પગે પડ્યો. પરી સિંહાસનેથી નીચે ઉતરી અને બોલી, 'રાજકુમાર! હું જ તમારી શાહજાદી છું. તમારા પ્રેમની પરીક્ષા કરવા ખાતર મેં જ વાંદરીનું રૂપ ધારણ કર્યું હતું. તમારે ખાતરી કરવી હોય તો જુઓ પેલા ખૂણામાં મારું વાંદરીનું ખોળિયું પડ્યું છે તે.' પરીરાણી જ પોતાની શાહજાદી હતી તે જાણીને રાજપુત્રના આનંદનો તો પાર ન રહ્યો.

પછી પરીએ રાજપુત્રને પોતાની પાસે સિંહાસન પર બેસાડ્યો અને રાજા હતા ત્યાં પોતાને બંનેને લઇ જવાનો સિંહાસનને હુકમ કર્યો. આસન ઉપડ્યું અને બંનેને લઇ હીરામહેલ તરફ ગયું, ને રાજા તથા અમલદારો બેઠા હતા ત્યાં આવીને અટકયું. બધાની અજાયબી વચ્ચે રાજપુત્રે શાહજાદીનો હાથ પકડી નીચે ઉતારી અને બંને

રાજાને પગે પડયાં. રાજા તો આવી ખૂબસૂરત પુત્રવધુને જોઇ ખુશ ખુશ થઈ ગયો ને તેને ઘણા કિંમતી દાગીના તથા પોશાક આપી ઘેર ગયો.

નાનો રાજકુમાર તો આનંદથી પરીરાણી સાથે રહેવા લાગ્યો. પણ છ મોટા ભાઇઓને નાના ભાઇના સુખની અદેખાઈ આવવા લાગી. એક દિવસ છ યે જણ નાના ભાઇને ત્યાં આવી કહેવા લાગ્યા, 'આ તારી શાહજાદી ફરીથી વાંદરી નહિ થઇ જાય તેની શી ખાતરી? આ વાંદરીનું ખોળિયું જ તું બાળી નાખે તો પછી એ ચિંતા મટે.'

બીચારા ભોળા રાજકુમારે મોટા ભાઇના કહેવા પ્રમાણે કર્યું. પણ જેવું પેલું ખોળિયું અગ્નિમાં નાખ્યું તેવી જ એણે શાહજાદીની ચીચીઆરી સાંભળીઃ 'ઓ બળી! ઓ બળી! ઓ મને કોઇએ બાળી!' આ સાંભળતાં જ રાજકુમાર દોડયો. પરંતુ જોતજોતામાં પરીના ચમત્કારથી જે બાગબગીચા ને મહેલ પેદા થયાં હતાં તે અલોપ થઈ ગયાં. એની શાહજાદી પણ ગૂમ થઈ ગઈ!

રાજકુમાર તો ગાંડા જેવો થઇ ગયો. રાજાને પણ આ હકીકત સાંભળી બહુ દુઃખ થયું. એણે તો રાજકુમાર પોતાનો જીવ ન કાઢી નાખે તે માટે થોડા માણસની નજર નીચે રાખ્યો. પણ એક દિવસ બધાની નજર ચુકાવી રાજકુમાર નાઠો. એ તો જંગલમાં જે ઝાડ પરથી શાહજાદી મળી હતી ત્યાં ગયો. પરંતુ ત્યાં ઝાડને બદલે એણે રાખનો ઢગલો જોયો, એટલે રાજકુમાર માથું કૂટતો આગળ ચાલ્યો.

'ઓ મારી શાહજાદી, ઓ મારી શાહજાદી' એમ પોકારતો રાજકુમાર ચાલ્યો જતો હતો, ત્યાં એક માણસને એક પગે ઊભો

રહી 'એક વખત જોઈ; બીજી વખત દર્શન દે' એમ બોલતો જોયો.

રાજકુમારે આ હાડપીંજર જેવા શરીર વાળા માણુસ પાસે જઇ, એ શું બોલતો હતો તે પૂછ્યું. પેલા માણુસે પોતાની વાત કહી કે 'હે ભલા મુસાફર! હું એક રાજપુત્ર છું. હું અહીં શિકાર કરવા આવ્યો હતો તેવામાં એક સ્ત્રીને, 'ઓ હું બળી, ઓ બળી; ઓ કોઇએ મને બાળી' એમ બોલતી જતી જોઈ. તે દિવસથી આ દશામાં હું ઊભો છું.' એમ કહી એક ઊંડો નિસાસો નાખી એ ફરી બોલ્યો, 'એક વખત જોઈ; બીજી વખત દર્શન દે.' આ સાંભળી રાજકુમારે જવાબ દીધો, 'હું જ તે દુષ્ટ છું, જેણે એને બાળી. હું જ એનો પતિ છું અને એની શોધમાં નીકળ્યો છું. ભલા ભાઈ! મને કહે એ કયે રસ્તે ગઈ?' પેલા માણુસે રાજકુમારને રસ્તો બતાવી કહ્યું, 'તારી શોધ સફળ થાય એમ હું ઇચ્છું છું. જો એ સ્ત્રી જડે તો મને બતાવશે ને? મારા તરફથી આ દંડો લે; જેને તું મારવાનો હુકમ કરશે તેને એ મારશે.' રાજકુમારે એ માણસનો ઉપકાર માન્યો અને તેનો દંડો લઇ, 'શાહજાદી! ઓ શાહજાદી!' એમ પોકાર કરતો આગળ ચાલ્યો.

કેટલા યે મહિના એમ ને એમ એ ભટકયો હશે. બીચારાના પગનાં તળિયાં પણ ઘસાઇને ત્યાં ફોલ્લા ઊઠ્યા. અનેક જંગલો વટાવ્યાં, કેટલાં યે નદીનાળાં ઓળંગ્યાં, રણમાં યે રખડ્યો, પણ ક્યાંય શાહજાદીનો પત્તો લાગ્યો નહિ.

એક દિવસ એક ઝરા પાસે ઠંડું પાણી પીને બેઠો હતો ત્યાં કંઇ દિવ્ય સંગીત સંભળાયું. સંગીત વગાડનારની શોધ કરતાં એક

ઘટામાં કોઇ વીણાધારીને જોયો. એનું સંગીત સાંભળવા પશુ પક્ષીઓ પણ આજુબાજુ ટોળે વળ્યાં હતાં. સંગીત પૂરું થતાં પેલા માણસે દીર્ઘ નિઃશ્વાસ નાખ્યો અને બબડ્યો, 'એક વખત જોઇ; બીજી વખત તો દર્શન દે.' રાજકુમારને આ સાંભળી બહુ નવાઈ લાગી અને તે માણસને એની હકીકત પૂછી. વીણાધારી બોલ્યો, 'હું એક વેપારીનો છોકરો છું. હું એક વખત આ રસ્તેથી જતો હતો, ત્યાં એક ઘણી જ ખૂબસૂરત સ્ત્રીને આ રસ્તેથી દોડતી જતાં જોઇ. એ બોલતી હતી કે 'ઓ બળી રે બળી; ઓ કોઇએ મને બાળી!' એનાં ફરીથી દર્શન થાય એટલા માટે હું અહીં રખડુ છું.' રાજપુત્રે પણ દુઃખિત સ્વરે પોતાની કથની કહી સંભળાવી.

પેલા વેપારીના પુત્રે રાજકુમારને પોતાની વીણા ભેટ આપી કહ્યું, 'તમારી શોધ સફળ થાય એમ ઈચ્છું છું. મારા તરફથી આ વીણા લો. એનામાં અજબ આકર્ષણ શક્તિ છે. તમે એ વગાડશો કે બધાં તમારી તરફ આકર્ષાશે. તમારી શોધમાં એ ઉપયોગી થઇ પડશે.' એને પણ પરીરાણી જડે તો ફરીને દર્શન કરાવવાનું વચન આપી રાજકુમાર આગળ ચાલ્યો. ફરીને અનેક દુઃખ વેઠી, અસંખ્ય નદીનાળાં ઓળંગી, એક ભયાનક પર્વતમાળા આગળ રાજકુમાર આવી પહોંચ્યો.

રુદ્ર સ્વરૂપ બરફથી છવાએલા પહાડ પર લપસે ને ચડે એમ કરતાં રાજકુમાર ટોચ પર પહોંચ્યો. ત્યાં એણે કોઈના રુદનનો અવાજ સાંભળ્યોઃ 'એક વાર તને જોઇ; બીજી વાર દર્શન દે.' રુદન ક્યાંથી આવતું હશે તે કાન માંડીને એ સાંભળવા લાગ્યો,

પણ કોઇ મનુષ્ય નજરે પડ્યું નહિ. આખરે રાજકુમારે બૂમ પાડીને કહ્યું, 'હે દુઃખી માણસ! તું ક્યાં છે? કોણ છે? મારા જેવા દુખિયાની આગળ તું છુપાઈ ન રહીશ.' જેવો એ બોલી રહ્યો કે એક યુવાન એના પગ આગળ આવીને ઊભો. તેનું શરીર દુર્બળ અને ચહેરો નિસ્તેજ લાગતો હતો. તેણે કહ્યું, 'એકાદ વર્ષ પર અહીંથી એક ઘણી જ ખૂબસૂરત સ્ત્રી 'ઓ હું બળી રે બળી; ઓ કોઇએ મને બાળી' એમ બોલતી પસાર થઈ. ત્યારથી હું એના પાછા આવવાની રાહ જોતો અહીં ઊભો છું.' રાજકુમારે કહ્યું, 'હું જ એ દુર્ભાગી છું, કે જેણે એને દઝાડી. જો એ મને પાછી મળશે તો હું એની સેવા કરી સાજી કરીશ.' પેલા યુવાને રાજપુત્રને એક ટોપી આપી કહ્યું, 'આ ટોપી પહેરશો તો તમને કોઈ જોઈ શકશે નહિ.' રાજપુત્રે યુવકનો ઉપકાર માન્યો અને આગળ ચડવા માંડ્યું. જેમજેમ ઉપર જતો ગયો તેમતેમ ઠંડી હવાનું તો પૂછવું જ શું? રાજપુત્રનું શરીર તો જાણે ઠરી જતું હતું! છતાં અનેક કષ્ટો વેઠી એણે ઉપર જવાનું ચાલુ જ રાખ્યું. આખરે તે એક દેવમંદિર આગળ આવી પહોંચ્યો.

આ મંદિર આખું બરફનું જ બન્યું હતું. રાજકુમાર અંદર ગયો તો એક યોગીને સમાધિમાં બેઠેલા જોયા. યોગી ધ્યાનમાંથી ઊઠે તેની રાહ જોતો રાજકુમાર એની સામે હાથ જોડી ઊભો રહ્યો. થોડી વારે યોગીએ આંખ ઉઘાડી ને રાજપુત્રને જોઇ કહ્યું, 'બેટા! તારી બધી હકીકતથી હું વાકેફ છું. તું જેની શોધમાં ફરે છે તે પરીના રાજાની છોકરી છે. તેનું રહેઠાણ ધવલગિરિ પર

છે. તે હજી જીવે છે, પણ ઘણી જ વેદના ભોગવે છે. લે, હું આ મલમ આપું છું તેનાથી ગમે તેવો જખમ પણ રુઝાઇ જશે. બીજી આ પાવડી પણ રાખ. એ પહેરવાથી તારી જ્યાં જવાની ઇચ્છા હશે ત્યાં જઇ શકાશે.' રાજકુમારે મલમની દાબડી તથા પાવડી લઇ રજા લીધી.

પાવડીની મદદથી રાજકુમાર જોતજોતાંમાં પરીના દેશમાં પહોંચી ગયો ને શહેર બહાર એક એકાંત જગ્યાએ ઊતર્યો. પછી પેલી જાદુઇ ટોપી પહેરીને શહેરમાં ફરવા નીકળ્યો. એ પોતે બધું જોઈ શકતો હતો પણ કોઈ એને જોઈ શકતું નહોતું; એટલે છેક મહેલની અંદર જ્યાં પોતાની સ્ત્રી પથારી પર બેભાન અવસ્થામાં પડી હતી ત્યાં એ જઈ પહોંચ્યો.

એકદમ છતા થવામાં ફાયદો નથી એમ લાગવાથી એ પાછો મુકામ પર ગયો. ત્યાં જઈ ટોપી કાઢી નાખી એણે સંન્યાસીનો વેશ લીધો અને પેલી અદ્‌ભુત વીણા વગાડવા લાગ્યો.

આ મીઠું સંગીત સાંભળી પરીદેશના લોકો એના તરફ આકર્ષાઇને આવવા લાગ્યા. જોતજોતાંમાં તો એની આસપાસ ટોળે-ટોળાં એકઠાં થયાં. રાજાને કાને જ્યારે આ ચમત્કારિક સાધુ તથા એના સંગીતની વાત આવી, ત્યારે એને પણ આ પવિત્ર સંન્યાસીનાં દર્શન કરવાનું મન થયું. રાજા પોતાના રસાલા સાથે રાજકુમાર પાસે આવ્યો અને એને પગે પડી બોલ્યો, 'મહારાજ! આપ કોઇ અદ્‌ભુત શક્તિ ધરાવતા હો એમ લાગે છે. મારી એકની એક પુત્રી મરણ પથારીએ પડી છે આપ એને સારી નહિ કરી

શકો?' રાજકુમારે જવાબ દીધો, 'તું એ છોકરીને અહીં લાવે તો હું સારી કરી આપું.' રાજાએ રાજકુમારને મહેલમાં આવવા કાલાવાલા કરીને કહ્યું, 'મારી છોકરી બહુ જ અશક્ત છે. હું એને શી રીતે અહીં લાવું? તમે જ ત્યાં આવો તો તમારો મોટો ઉપકાર.' આખરે બહુ જ કાલાવાલા કર્યા ત્યારે રાજકુમારે જવાની હા પાડી.

મહેલમાં જઇ રાજકુમારે દાસીઓને પેલો મલમ આપી કહ્યું કે 'રાજકુંવરીને શરીરે આ લગાડો.' જેવો મલમ લગાડ્યો કે તરત જ રાજકુંવરી ઊઠીને બેઠી થઈ. એની નજર સંન્યાસી પર પડી કે તરત એણે તો પોતાના વરને ઓળખ્યો. પરંતુ કંઇ પણ બોલવા જાય તે પહેલાં રાજકુમારે એને સમજાવી દીધું કે 'તું મને ઓળખે છે એમ જરા પણ બતાવવું નહિ; નહિતર વધારે દુઃખ ભોગવવું પડશે.'

રાજકુમારી સાજી થઈ ગઈ એ વધામણીના ખબર આખા શહેરમાં પ્રસર્યા. રાજા પણ હર્ષઘેલો થયો અને સાધુને પગે પડી બોલ્યો, 'હું તમારા પર ખુશ થયો છું. માગો માગો જે માગો તે આપું.' રાજકુમારે કહ્યું, 'તારી પુત્રીને મારી સાથે પરણાવ.' આ સાંભળી રાજાનો આનંદ ગુસ્સામાં ફેરવાઇ ગયો. પરીના રાજાની છોકરી એક ભટકતા સંન્યાસીને પરણે! એણે તો સિપાઇઓને હુકમ કર્યો કે 'જાઓ આ ધુતારાને કેદ કરો.' સિપાઇઓ પકડવા આવે તે પહેલાં તો રાજકુમારે પેલી ટોપી પહેરી લીધી એટલે તે અદૃશ્ય થઈ ગયો. પછી પોતાની પાસે દંડ હતો તેને હુકમ કર્યો કે 'આ

જૂઠા રાજા તથા તેનાં માણુસોનો ખરડો ભાંગ.' દંડો તો તરત કૂદી પડ્યો અને બધાના વાંસા પર ધબ ધબ જોરથી પડવા લાગ્યો. પરીઓમાં તો હાહાકાર વર્તી રહ્યો. કોણુ મારે છે એ કોઇ જોઈ ન શકે, એટલે કરે પણુ શું?

આખરે રાજાએ હારીને સંન્યાસીને પ્રાર્થના કરી કે 'હે મહારાજ! મારો ગુનો માફ કરો. આપની મરજી પ્રમાણે હું કરીશ, માટે દયા કરો!' રાજકુમારે પેલા દંડને પાછો બોલાવી લીધો અને માથા પરથી ટોપી કાઢી નાખી.

પછી રાજાએ ધામધુમથી રાજકુમાર સાથે પોતાની પુત્રીનાં લગ્ન કર્યાં, અને પહેરામણીમાં ખૂબ ઝવેરાત આપ્યું તથા બીજી ત્રણુ પરી પણુ સાથે આપી. પછી એક વિમાનમાં બેસી રાજકુમાર તથા પરીઓ પોતાને દેશ જવા ઉપડ્યાં. વચ્ચે રસ્તામાં પેલા યોગીરાજ તેમજ બીજા મિત્રોને તે મળ્યો. યોગી સિવાય ત્રણે મિત્રોને તે પોતાની સાથે લઈ ગયો.

પોતાને દેશ પહોંચી પેલી ત્રણુ પરીઓ સાથે તેણે ત્રણે મિત્રોનાં લગ્ન કરાવી આપ્યાં રાજાને તો નાના રાજકુંવરને પત્ની સહિત પાછો આવેલો જોઈ ખૂબ આનંદ થયો. મોટા છ ભાઈઓનાં કાવતરાની ખબર પડતાં એણે તેમને દેશપાર કરવાનો નિશ્ચય કર્યો, પણુ નાના રાજકુંવરની વિનંતિથી માફી આપી. પછી બધાંએ ખાઈ પીને મજા કરી.



# તેના અને તુલા

એક ખેડુતને બે બૈરી હતી. તેમાં મોટી વહુને બે છોકરાં હતાં: કહાન નામે છોકરો અને તેના નામની છોકરી. નાની વહુને તુલા નામની એક જ છોકરી હતી.

ઘરમાં નાની વહુનું જ ચલણ. મોટી વહુ તથા એનાં છોકરાંને નાની વહુ બહુ જ દુઃખ દેતી. ખેડુતને પણ નાની વહુનો એવો ધાક કે મોટી વહુ અથવા તેનાં છોકરાંને અન્યાય કે દુઃખ થાય તોપણ એનાથી એક શબ્દ પણ બોલાય નહિ. બે મોટાં છોકરાંઓને સારાં કપડાં કે સારું ખાવાનું પણ ન મળે. તેમને દરરોજ સવારે વહેલાં ઊઠી ટાઢો વાસી ભાત ખાઈને સીમમાં ઢોર ચરાવવા જવું પડે. તુલાને તો સારું સારું ખાવાનું અને સારાં સારાં કપડાં પહેરવાનાં. ખેડુત જ્યારે ખેતરેથી ઘેર આવે ત્યારે નાની વહુ એને માટે ભાતભાતની રસોઈ તૈયાર રાખે; તો પણ થાકેલા પાકેલા ખેડુતને તો મોટી વહુને ત્યાં જઈ સાદું સાદું ખાવાનું જ ગમે. નાની વહુને આથી ખૂબ જ અદેખાઇ આવે. એક દિવસ તો ચીડાઇને એણે મોટી વહુનું કાસળ કાઢવાનો નિશ્ચય કર્યો.

એક વખત લાગ જોઈ નાની વહુ મોટી વહુને કહે, 'ચાલો આપણે તળાવે નહાવા જઇએ. તમે મને સારી રીતે ચોળીને નવ-

ડાવજો, ને હું તમને નવડાવીશ.' બંને તળાવ પર ગયાં. મોટી વહુએ નાની વહુને સારી રીતે ચોળીને નવડાવી. પછી નાની વહુનો વારો આવ્યો. વાંસો ચોળવાને બહાને એણે તો મોટી વહુને પાછળથી 'જા, કાચબો થા' કહી જોરથી ધક્કો માર્યો. મોટી વહુ તો બીચારી તરત કાચબો બની ગઈ! નાની વહુ ખુશ થતી થતી ઘેર ગઈ.

ઘણી વાર થઈ તોપણ માને ઘેર આવેલી ન જોઇ, એટલે બંને બાળકો વીલાં વીલાં નાની વહુ પાસે ગયાં ને પૂછ્યું, 'નાની મા! નાની મા! અમારી મા ક્યાં ગઇ છે?' નાની વહુએ તોછડાઇથી જવાબ દીધો, 'તમારી મા ક્યાં જાય છે તે મને કહીને જાય છે કે હું જાણું?' ખેડુતને પણ લાગ્યું કે નાની વહુએ જ કંઈ કર્યું હશે. પણ બીકના માર્યા એનાથી કંઇ બોલાયું નહિ. બાળકોએ માની ખૂબ શોધ કરી પણ કંઈ જ પત્તો ન લાગ્યો. ઘણીવાર એકાંતમાં બેસી બંને બાળકો ખૂબ રોતાં.

એક દિવસ હમેશના નિયમ પ્રમાણે છોકરાં ઢોર ચરાવી પાછાં ફરતાં હતાં, ત્યાં ખૂબ તરસ લાગી એટલે તળાવે પાણી પીવા ગયાં. બપોરનો વખત હતો એટલે બધું શાંત હતું. તળાવ પર એક ચકલું પણ નજરે પડતું નહોતું. આ એકાંતનો લાભ લઈ પેલો કાચબો બંને છોકરાં પાણી પીતાં હતાં ત્યાં આવ્યો અને બોલ્યો, 'કહાન અને તેના! હું તમારી મા થાઉં. તમારી નાની માએ ધક્કો મારી મને તળાવમાં નાખી દીધી અને જંતર-મંતરથી મને કાચબો બનાવી દીધી. તમે બહુ થાકેલાં દેખાઓ છો ને ઘણા દિવસનાં ભૂખ્યાં હો એમ લાગો છો. જાઓ પાતરાં-



કાચબાએ બહાર આવીને કહ્યું, 'કહાન અને તેના! હું તમારી મા થાઉં.'

ના બે પડિયા બનાવી લાવો, એટલે આ તળાવના દેવ પાસેથી થોડો મીઠો ભાત લાવી છું તે આપું. પણ આ વાત તમે કોઈને કહેતાં નહિ. તમારી નાની મા જાણશે તો મને મારી નાખશે.' માને મળવાથી બાળકો આનંદમાં આવી ગયાં અને ઝટ બે પડિયા બનાવી લાવ્યાં. પછી માનો પીરસેલો મીઠો ભાત ખૂબ હોંસથી ખાધો. કાચબાએ બંનેને દરરોજ ભાત ખાવા આવવા કહ્યું.

દેવતાઈ ભાત દરરોજ ખાવાથી બંને બાળકો તેજસ્વી અને સુંદર દેખાવા લાગ્યાં. નાની વહુને નવાઈ લાગી કે આ છોકરાંને હું ખાવાનું તો પૂરું આપતી નથી, છતાં કેવાં તંદુરસ્ત દેખાય છે! અને મારી તુલાને સારુ સારું ખાવાનું આપું છું છતાં દહાડે દહાડે સુકાતી જ જાય છે. જરૂર કોઈ ઠેકાણેથી એ બંને જણને ખાવા મળતું હશે.

બીજે દિવસે બંને છોકરાં ઢોર ચરાવવા જવા નીકળ્યાં ત્યારે નાની વહુએ તુલાને સાથે જવા કહ્યું. પાછાં ફરતાં બંને છોકરાંઓ તળાવ પર કાચબાને જોવા ગયાં, પણ પછી શું કરવું તે કોઇને સૂઝ્યું નહિ. એટલામાં એક ગાય ધણમાંથી છૂટી પડી નાસી ગઈ. એને પાછી વાળવા કહાને તુલાને મોકલી. તુલા ગઇ કે પાછળથી બંને જણાં જલદી જલદી ભાત ખાવા મંડી ગયાં. ગાયને પાછી વાળી તુલા આવી ત્યારે બંનેને પોતપોતાના પડિયા ફેંકી દેતાં તેણે જોયાં. તુલાએ બહુ પૂછ્યું કે 'તમે શું ખાધું? મને થોડું આપો.' જ્યારે બહુ આજીજી કરી ત્યારે તેનાને દયા આવી ને કહ્યું કે 'અમારા પડિયામાં થોડું વધ્યું છે તે ખા; પણ જોજે, કોઈને

પણ આ વિષે કહીશ તો આવું સારું ખાવાનું ફરી નહિ મળે.' તુલાએ પડિયા લઇ એમાંથી જેટલું હતું તેટલું ચાટી ખાધું.

જ્યારે છોકરાંઓ ઘેર પાછાં ફર્યાં ત્યારે તુલાના મોં પર પણ તેજ જોઈ નાની વહુને નવાઈ લાગી. પહેલાં તો તુલાએ કંઇ પણ કહેવાની આનાકાની કરી, પણ જ્યારે માએ ખૂબ ધમકાવી ત્યારે બધી હકીકત કહી દીધી. નાની વહુને લાગ્યું કે આ મોટી વહુનું જ કામ. ગમે તેમ કરી એ કાચબાને પણ મારી નખાવું.

એણે તો ખૂબ બધા પાપડ શેકી પથારી તળે મૂકયા. પછી માંદી થવાનો ઢોંગ કરી સુતી. ખેડુત ઘેર આવ્યો તો ઘરમાં બધું ગમેતેમ પડેલું, અને બૈરીને પથારીમાં જોઈ. ખેડુતે પાસે જઈ પૂછ્યું, 'શું થયું છે?' સ્ત્રીએ ધીમા અવાજે જવાબ દીધો, 'મારાં તો હાડકાં એવાં ભાંગી ગયાં છે કે ઊઠાતું જ નથી. જુઓને, જરા હાલું છું તો કેવાં બોલે છે!' એમ કહી કલોટ ફેરવી, ત્યાં નીચેથી પાપડ કડડ કડડ બોલવા લાગ્યા. ખેડુત તો પુષ્કળ ગભરાયો. દોડતો જઇને એક ઊંટવૈદું જાણનારાં ડોશીમા ગામમાં રહેતાં હતાં તેમને બોલાવી લાવ્યો. શીખવ્યા પ્રમાણે ડોશીમાએ કહ્યું, 'તળાવમાં એક કાચબો રહે છે તેનું માંસ જો એને ખવડાવશો તો એ સારી થઈ જશે.'

ખેડુતે કાચબાને પકડવા ગામના લોકોને એકઠા કર્યા. કહાન અને તેનાએ આ વાત સાંભળી ત્યારે રડવા જેવાં થઈ ગયાં ને તળાવ પર કાચબાને ખબર કરવા દોડયાં. કાચબાએ બંને બાળકોને ધીરજ આપી કહ્યું, 'કંઈ હરકત નહિ. જો મને પકડીને રાંધે તો તમે મારું માંસ ન ખાશો. પણ રસોઇયાને કહેજો કે

મારા બે પંજા તમને આપે. તે લાવીને આ તળાવને કાંઠે દાટજો.'

કાચબો પકડાયો એમ નાની વહુએ જાણ્યું ત્યારે એની તબિયત જરા સુધરી, અને એનું માંસ ખાધા પછી તો એ તદ્દન સારી થઇ ગઈ. કહાન અને તેનાએ કાચબાના કહ્યા પ્રમાણે એના પંજા રસોઇયા પાસેથી માગી લીધા અને તળાવને કિનારે દાટયા.

થોડા દિવસ પછી ત્યાં એક મોગરાનું અને બીજું આંબાનું એમ બે ઝાડ ઊગી નીકળ્યાં. મોગરાનાં ફૂલની સુગંધ એટલી તો મીઠી કે આસપાસનું વાતાવરણ કેટલે દૂર લગી સુગંધમય થઈ જતું. ને આંબાનું ઝાડ તો એવું કે એની મીઠી મીઠી કેરી ખાધા પછી બીજું કંઇ ખાવાની જરૂર જ ન પડે. કહાન અને તેના દરરોજ ઝાડ નીચે આવી રમતાં અને મીઠાં મીઠાં ફળો ખાઈ માની સાથે વાતો કરી આનંદ કરતાં.

એક દિવસ બંને બાળકો ઝાડ નીચે રમતાં હતાં, ત્યાં એક રાજકુમારની સવારી એ બાજુએથી જતી હતી. ફૂલની સુગંધે રાજ-કુમાર એ બાજુ દોરાઈ આવ્યો. પાસે આવતાં તો મોગરાની સુવાસથી એનું દિલ ખુશ થઇ ગયું. અને આંબા પર સોનેરી ફળ લટકતાં જોયાં ત્યારે તો એના મોંમાં પાણી છૂટયું ને કેરીઓ ખાવાનું મન થઇ ગયું. એણે તો નોકરને હુકમ કર્યો કે 'જાઓ, થોડાં ફળ અને ફૂલ લઇ આવો.' નોકરે આવી કહાનને કહ્યું કે 'અમારા રાજકુમારને થોડાં ફળ તથા ફૂલ જોઇએ છે. તમને જોઈએ તેટલા પૈસા લઈ, અમને લેવા દો.' માની શીખવણી પ્રમાણે કહાને જવાબ દીધો કે 'રાજકુમાર પોતે અહીં આવે તો અમે

એને આપીએ.' નોકરે જઈ રાજકુમારને કહાનનો સંદેશો કહ્યો.

રાજકુમાર પણ ફળની લાલચે ઘોડા પરથી નીચે ઊતરી કહાન તથા તેના પાસે ગયો. કહાને રાજકુમારને કહ્યું કે 'મારી બહેન સાથે લગ્ન કરો તો આ ફળફૂલ આપીએ.' રાજકુમારે તેનાનો મોહક દેખાવ જોઇ હા કહી અને કહ્યું, 'તમારા કહેવા પ્રમાણે હું કરીશ, પણ હમણાં તો તમારી બહેન લગ્ન કરવા માટે બહુ નાની છે. એ મોટી થયે હું જરૂર એની સાથે પરણીશ.'

પછી, તેના પાસે એક મેના હતી અને કહાન પાસે એનો રોપેલો દાડમડીનો છોડ હતો, તે બંનેએ માની સૂચના પ્રમાણે રાજકુમારને ભેટ આપ્યાં અને કહ્યું, 'અમે ગરીબ માણુસ છીએ. આપ અમને ભૂલી ન જાઓ એટલા માટે આ અમારાં સંભારણાં સાથે લેતા જાઓ. જ્યારે મેના બોલવા માંડે અને દાડમડીને ફૂલ આવે ત્યારે તેના મોટી થઇ છે એમ માનજો અને એની સાથે લગ્ન કરવા આવજો.'

રાજકુમારે આ કબૂલ કર્યું એટલે તેનાએ મોગરાનો એક સુંદર હાર ગૂંથી રાજકુમારને પહેરાવ્યો અને કહાને આંબા પર ચડી પાકાં પાકાં ફળ તોડી આપ્યાં.

ઘેર જઇ રાજકુમારે મેનાને સોનાના પાંજરામાં મૂકી પોતાના સુવાના ઓરડામાં પાંજરું લટકાવ્યું. દાડમનો છોડ પણ ઝરૂખાની નીચે જ વાવ્યો.

થોડાં વર્ષો વીત્યાં. દાડમડીના છોડને ફૂલ આવવા માંડ્યાં. મેના પણ પાંજરામાં બોલવા અને ગાવા લાગી. તોપણ રાજ-

કુમારને તેના ન સાંભરી. એક દિવસ બપોરનો વખત હતો. રાજકુમાર ભોજન કરી આરામ લેતો હતો ત્યાં મેનાએ ગાવા માંડ્યું:

દાડમડીને આવ્યો ફાલ,
તેનાએ મેલ્યો કન્યાકાળ;
મેના કહે સુણો રાજન,
સમય વીતે પાળો વચન.

રાજકુમારે તો આમતેમ જોયું, પણ કોણ ગાય છે તે સમજાયું નહિ; એટલે પડખું ફેરવી ફરી ઊંઘવાની તૈયારી કરવા માંડી. ત્યાં તો મેનાએ ફરીથી શરૂ કર્યું:

દાડમડીને આવ્યો ફાલ,
તેનાએ મેલ્યો કન્યાકાળ;
મેના કહે સુણો રાજન,
સમય વીતે પાળો વચન.

રાજકુમારે આ વખત ધ્યાન દઈ સાંભળ્યું. મેનાના શબ્દો સાંભળી તેને પોતાનું વચન યાદ આવ્યું. પોતાના પિતાની આજ્ઞા લઈ, મોટી સેના સહિત ધામધુમથી એ તેના સાથે લગ્ન કરવા નીકળ્યો.

નાની વહુએ જ્યારે સાંભળ્યું કે તેના સાથે કોઈ રાજકુમાર લગ્ન કરવા આવે છે ત્યારે એની અદેખાઈનો પાર ન રહ્યો. જેમ તેમ કરી લગ્નમાં તો ભાગ લીધો, પણ બીચારી તેનાને પહેરામણીમાં કશું જ આપ્યું નહિ. તેના તો લગ્ન પછી કહાનને લઈ સાસરે ગઈ. રાજકુમારે કહાનને સારી નોકરી આપી ને ત્રણે જણાં આનંદ કરવા લાગ્યાં.

આણી તરફ નાની વહુ તો તેનાને શી રીતે નુકસાન કરવું તે લાગ શોધતી હતી. થોડા વખત પછી એણે તો ખેડુતને કહેવા માંડ્યું કે 'દીકરીને વળાવ્યે ઘણો વખત થઇ ગયો. થોડા દિવસ તો પિયર બોલાવો. લોકો વાતો કરે છે ને મારું ભૂંડું બોલે છે. મને મહેણાં મારે છે કે મારી પોતાની છોકરી આ જગ્યાએ હોત તો ક્યારની યે બોલાવી હોત.' આખરે ખેડુત કંટાળ્યો અને થોડા દિવસ માટે તેનાને બોલાવવાનું નક્કી કર્યું.

તેના ઘેર આવી. નાની વહુએ તો ખૂબ લાડ લડાવવા માંડ્યાં. દરરોજ સારું સારું કરીને ખવડાવે. એક દિવસ માના શીખવ્યા પ્રમાણે તુલાએ તેનાને કહ્યું, 'બહેન તારાં ઘરેણાં લુગડાં મને એક દિવસ નહિ પહેરવા દે?' ભોળી તેનાએ ખુશીથી હા કહી. તુલાને પોતાનાં ઘરેણાં તથા લુગડાં પહેરાવી શણગારી. પછી નાની વહુ તેનાને કહે, 'આવ બહેન! આજે તારું માથું હોળું.' માથું હોળવાને બહાને એણે તો તેનાના માથામાં સોય ખોસી કહ્યું, 'કોયલ બની જા.' તેના તો કાળી કોયલ બની ગઈ!

તેનાના શણગાર સજી તુલા રાજકુમારને ત્યાં ગઇ. કોયલ પણ ઊડતી ઊડતી રાજકુમારના શયનગૃહના ઝરૂખામાં આવી બેઠી. તુલાએ મોં પરથી ઘૂમટો કાઢ્યો નહોતો, એટલે રાજકુમારને નાની વહુની ઠગાઈની ખબર ન પડી.

બપોરે જમી પરવારી રાજકુમાર તુલા સાથે ચોપાટ રમવા બેઠો ત્યાં કોયલ બોલી, 'રાજકુમાર! તમારી સ્મરણશક્તિ એટલી ઓછી કે કોની સાથે ચોપાટ રમો છો તેનું પણ ભાન નથી?'

રાજકુમારે આસપાસ જોયું, પણ કોઈ માણસ જણાયું નહિ એટલે ફરીથી શરુ કર્યું. ત્યાં તો ફરીને અવાજ સંભળાયો, 'રાજકુમાર! તમારી સ્મરણશક્તિ એટલી ઓછી કે કોની સાથે ચોપાટ રમો છો તેનું પણ ભાન નથી?' આ વખત તો રાજકુમારથી રહેવાયું નહિ. એણે ઊઠીને બધે નજર ફેરવી તો ઝરૂખામાં કોયલ બેઠેલી જોઈ. કોયલને પકડી એની ડોકી મરડી નાખવાનો વિચાર કર્યો, ત્યાં કોયલના માથામાં સોય ખોસેલી જણાઇ. જેવી સોય ખેંચી કાઢી કે તેના કોયલ મટીને પોતાના અસલ સ્વરૂપમાં આવી ઊભી રહી. રાજકુમારે જ્યારે બધી હકીકત જાણી ત્યારે એને ખૂબ ગુસ્સો ચડ્યો. તુલાનાં નાકકાન કાપી, બોડું માથું કરી, માથે ચૂનો લગાડી, ઊંધે મોંએ ગધેડે બેસાડી, એની મા પાસે મોકલી દીધી. નાની વહુને તુલાની આ હાલત જોઈ કેવું લાગ્યું હશે તે એ જ જાણે.

રાજકુમાર અને તેનાએ પછી ખાઇ પીને મજા કરી.



# રાજકુમાર મહાબૂબ

ઘણાં વર્ષો પહેલાં ઈરાન દેશમાં મનસૂરે આલમ (પૃથ્વીને જીતનાર) કરીને રાજા રાજ્ય કરતો હતો. એના જેવો બીજો બળવાન અને ધનવાન રાજા જડવો મુશ્કેલ. એ પોતે સુખી હતો તેમજ એની રૈયત પણ એની ન્યાયી અને દયાળુ રાજનીતિથી ખૂબ સુખી હતી. રાજા બધી રીતે ડહાપણ અને સદ્‌ગુણનો ભંડાર હતો, પરંતુ કમનસીબે એની સત્તા અને સંપત્તિનું કોઈ વારસ નહોતું. રાજાએ તો મોટા મોટા જોષીઓને બોલાવી પૂછ્યું કે 'મને એવો દિવસ અને એવી ઘડી બતાવો, કે જે દિવસે અને જે ઘડીએ જન્મેલું બાળક એક બળવાન બાદશાહ બને.' જોષીઓએ તો ધન, મકર, કુંભ, મીન, મેષ....એમ ગણત્રી કરીને રાજાને જવાબ આપ્યો કે 'મહારાજ! આવતા રવિવારે મધરાતે જે બાળક જન્મશે તે રાજવંશી ગુણવાળું નીકળશે.' રાજાએ તો પ્રધાનને બોલાવી હુકમ કર્યો કે આખા રાજ્યમાં રવિવારે મધરાતે ક્યાં ક્યાં બાળકનો જન્મ થાય છે તેની ખબર કાઢવી.

સિપાઈઓ તો રાજ્યને ખૂણેખોચરે ફરી વળ્યા. બધે તપાસ કરી તો જણાયું કે એક ખાટકીની સ્ત્રી સિવાય કોઇએ રવિવારે મધરાતે બાળકને જન્મ આપ્યો નહોતો.

રાજાએ ખાટકીને બોલાવી એના બાળકને દત્તક લેવાની પોતાની

ઇચ્છા જણાવી. ખાટકી તો ખુશખુશ થઇ ગયો ને રાજાને પગે પડયો, 'મહારાજ! આપનો હુકમ માથે ચડાવું છું. મારું નસીબ કયાંથી કે મારો છોકરો આપનો વારસ બને!' પછી બાળકને રાજમહેલમાં લાવ્યા અને ખૂબ ધામધુમથી દત્તક લેવાની ક્રિયા થઈ. બાળકનું નામ કાસબ પાડ્યું.

રાજકુમાર કાસબ મોટો થયો એટલે એને ભણાવવાને રાજાએ હોશિયારમાં હોશિયાર પંડિતો રાખ્યા. ભણીગણી રાજકુમાર ઉમરલાયક થયો એટલે એને એક સારા ફળદ્રુપ પ્રાંતનો સૂબો બનાવ્યો. પરંતુ રાજકુમારના હાથમાં સત્તા આવી કે એણે પોતાનો નીચ ખાટકી સ્વભાવ બતાવવા માંડયો અને રૈયતને અનેક પ્રકારનું દુઃખ દેવા માંડયું. રાજાને કાને જ્યારે એના નિર્દયપણાની વાતો આવવા માંડી ત્યારે એણે એ વાતો જૂઠી ગણી બહુ ધ્યાન આપ્યું નહિ.

આણી તરફ રાણીને બાળક જન્મવાનું છે એ ખબર રાજાને પડી. એની ખુશાલીનો પાર ન રહ્યો. આ વધામણીના ખબર એણે કાસબને મોકલ્યા. પણ ખુશી થવાને બદલે એના મનમાં તો ફાળ પડી કે હવે એનાં માન ઉતરી જશે. એને થયું કે રાજાએ એને દત્તક ન લીધો હોત તો સારું. આમ દત્તક લીધા પછી રાજવૈભવ, માનપાન ભોગવી બધું છોડી દેવું પડે એ કોને ગમે? એને વિચાર આવ્યો કે લાવને હું જ રાજા થઈ બેસું! પછી મને કોણ પૂછવાનું છે? આમ નિશ્ચય કરી એક તેજી ઘોડા પર સવાર થઈ એ તો રાજધાની તરફ જવા ઉપડયો. રાતના

બાર વાગ્યે તે રાજમહેલ આગળ જઈ પહોંચ્યો. રાજમહેલમાં સૌ એને ઓળખે, એટલે અંદર જતાં એને કોઈએ અટકાવ્યો નહિ.

રાજા ભર નિદ્રામાં સુતો હતો ત્યાં એ જઈ પહોંચ્યો ને પોતાની તરવારથી રાજાનું ડોકું કાપી નાખ્યું. પછી એ જ લોહી વાળી તરવાર લઈ તે રાણીના મહેલ તરફ ધસ્યો. પણ રાણીને કાસબના આવ્યાની ખબર પડી ગઇ હતી અને એની ખરાબ દાનત વિષે એ ચેતી ગઈ હતી. રાજાને તો એ બચાવી ન શકી, પણ બાળકની ખાતર એ પોતાના વિશ્વાસુ નોકરને લઇ પાછલે બારણેથી નાઠી, અને એક પાલખીમાં બેસી રાતોરાત એક ઘાડા જંગલમાં જઈ પહોંચી. પાલખી નીચે ઉતરાવી રાણી ઊતરી પડી અને નોકરોને પાછા જવાની રજા આપી કહ્યું, 'મારા નિમકહલાલ શૂરવીરો ! તમે પાછા વળો. હું મારો રસ્તો શોધી લઈશ. એક ખાટકીને હાથે મરવા કરતાં આ વગડામાં રહી, ભૂખથી કે ઘાતકી પશુઓને હાથે મરવું હું વધારે પસંદ કરું છું. મારા નસીબમાં જે હશે તે થશે; માટે તમે તો પાછા વળો.' નોકરો બીચારા નાછૂટકે રાણીને એકલી મૂકી રડતા રડતા પાછા ફર્યા.

રાણી જંગલમાં એકલી આંસુ ઢાળતી બેઠી હતી, ત્યાં એક જમીનદાર એ રસ્તેથી જતો હતો તેના જોવામાં એ આવી. આવી ખૂબસૂરત સ્ત્રીને આમ એકલવાયી વિલાપ કરતી જોઈ એને બહુ નવાઇ લાગી. રાણી પાસે આવીને જમીનદાર હાથ જોડી બોલ્યો, 'તમે કોઇ પરી છો, ફિરસ્તા છો કે દેવી છો? કોણ છો?' રાણી બોલી, 'હું તો પરી યે નથી કે દેવી યે નથી; એક સાધારણ

મનુષ્ય છું. એક વખત આ રાજ્યની રાણી હતી; આજે એક ભટકતી ભિખારણ છું.'

રાણીની આવી દુઃખી હાલત શી રીતે થઈ એ પેલા જમીનદારે જાણ્યું ત્યારે એ બે હાથ જોડી પગે લાગી બોલ્યો, 'માતાજી! આપના પતિની હું રૈયત છું. આ જે આસપાસની જમીન છે તે સેવકની છે. આપ અમારે ગરીબને ઘેર પધારો. રાજમહેલ જેટલી સગવડ તો આપને નહિ આપી શકું, પણ આપ ત્યાં શાંતિથી રહી શકશો. મને છૈયાંછોકરાં કંઇ નથી. આપને જે બાળક જન્મશે તેનું હું મારા પેટના બાળકની માફક જતન કરી ઉછેરીશ.'

રાણીએ જમીનદાર સાથે રહેવાનું કબૂલ કર્યું. જમીનદાર એને પોતાની બહેન જેવી ગણવા લાગ્યો. થોડા દિવસમાં રાણીને એક સુંદર પુત્ર અવતર્યો. તેનું દૈવી રૂપ જોઇ ગામના લોકો કહેવા લાગ્યા કે જમીનદારની બહેનને ત્યાં દેવનો અવતાર થયો છે. એનું નામ મહાબૂબે આલમ (દુનિયાનો વહાલો) પાડ્યું.

મહાબૂબ તો દિવસ જતાં મોટો થવા લાગ્યો. ઉમરલાયક થયો એટલે બીજા ખેડુતોના છોકરાની સાથે એને પણ ગામની નિશાળમાં મૂક્યો. રમતગમતમાં કે ભણવામાં ગામડિયા છોકરાઓ કરતાં એ વધારે ચતુરાઈ બતાવવા લાગ્યો. બીજા છોકરા જ્યારે ગિલ્લીદંડા રમે, ત્યારે મહાબૂબ તીરકામઠાં બનાવી લડવૈયો બનવા લાગ્યો. થોડા દિવસમાં તો એ એક સારો બાણાવળી બન્યો.

મહાબૂબનો દત્તક ભાઇ કાસબ તો રાજ્ય પચાવી રાજા થઈ

બેઠો હતો. એક વખતની સુખી પ્રજા એના જુલમથી ત્રાસી ગઈ હતી. નવા રાજાએ રાજ્યનો પૈસો મોજમજામાં ઉડાવી દેવા માંડ્યો. એક વખત એણે દેશદેશના બાણાવળીઓને નોતરી દરેકની ચતુરાઇનું પ્રદર્શન કરવાનો નિશ્ચય કર્યો. હોશિયારમાં હોશિયાર ધનુર્ધર નીવડે તેને ચાર ઇનામો આપવાનું નક્કી કર્યું. પહેલું ઇનામ પાંચસો સોનામહોર; બીજું રાજાના ભંડારમાંથી એક મન-પસંદ પોશાક; ત્રીજું રાજાની ઘોડારમાંથી ગમે તે ઘોડો; અને ચોથું રાજાના હથિયારખાનામાંથી કોઈ પણ શસ્ત્ર. રાજાએ આ પ્રકારની દાંડી આખા રાજ્યમાં પીટાવી.

જ્યારે મહાબૂબના સાંભળવામાં આ વાત આવી ત્યારે સહજ જ પોતાની ધનુર્વિદ્યા દેખાડવાનો એણે વિચાર કર્યો. રાણી જાણે મહાબૂબ જંગલમાં શિકાર કરવા ગયો હશે, પણ મહાબૂબ તો રાજધાની તરફ જવા નીકળી પડેલો. રાત પડી પણ રાજ-કુમાર આવ્યો નહિ, ત્યારે રાણીને બહુ જ ચિંતા થવા લાગી. ચારે તરફ એને શોધવા માણસો દોડાવ્યાં. રાણીએ તો મહાબૂબનાં આવતાં સુધીમાં ખાવાપીવાની બાધા લીધી.

રાજકુમાર નગરમાં જઈ બીજા બાણાવળીઓની સાથે ધર્મ-શાળામાં ઊતર્યો. એના મોહક રૂપથી જ એ બધાને વહાલો લાગવા માંડ્યો. બીજે દિવસે એક મોટા મેદાનમાં હરીફાઈ શરુ થઈ. ઘણા લોકો આ રમત જોવા એકઠા થયા હતા. રાજા કાસબ પણ એક મોટા સિંહાસન પર આવીને બેઠો હતો.

એક પછી એક બાણાવળીઓએ આવી પોતાનું ચાતુર્ય

બતાવવા માંડયું, પણ સચોટ નેમ કોઈની લાગી જ નહિ. આખરે મહાબૂબનો વારો આવ્યો. એણે તો બાણ એવું છોડયું કે નિશાન વીંધી બહાર નીકળી ગયું. આ જુવાનની હોશિયારીથી બધા ખુશ થઇ ગયા. રાજાએ એને પાંચસો સોનામહોરની થેલી બક્ષિશ આપી તથા પોતાનો પોશાક પસંદ કરવા, ઘોડારમાંથી ઘોડો લેવા અને હથિયારખાનામાંથી હથિયાર લેવાની આજ્ઞા કરી.

મહાબૂબે તો ભંડારમાંથી પોતાના બાપનો જ પોશાક પસંદ કર્યો. ઘોડો પણ એના બાપનો જ પસંદ કર્યો અને જે શસ્ત્ર મોટા રાજાજી વાપરતા હતા એ જ પસંદ કર્યું.

રાજકુમાર એના બાપને એટલો મળતો આવતો હતો કે સ્વર્ગસ્થ રાજાનાં કપડાં પહેરી શસ્ત્ર સજ્જ કરીને એના ઘોડા પર આવ્યો, ત્યારે બધાને એમ જ લાગ્યું કે આ મહારાજા મનસૂર જ પાછા સજીવન થઇને આવ્યા. કાસબને પણ આ સરખાપણું જણાયું અને ઘડી પહેલાં ખુશ થએલા બાદશાહે આ યુવાનને ફાંસીએ ચડાવવાનો હુકમ આપ્યો. નોકરોએ એને પકડવા આમતેમ ખોટી દોડાદોડ કરી, કારણકે એને મારવા કોઈ રાજી નહોતું. આ ધમાલનો લાભ લઈ મહાબૂબે પોતાના તેજી ઘોડાને એડી મારી નસાડયો. ઘોડો ઝપાટાબંધ જ્યાં રાણી રહેતી હતી ત્યાં આવી પહોંચ્યો.

રાજકુમારને આવી પહોંચેલો જોઇ રાણી હર્ષઘેલી બની હસવા લાગી; પણ એના બાપનાં કપડાંમાં સજ્જ થએલો જોઈ ગત જીવન યાદ અવતાં એને રડવું આવ્યું. રાણીને ઘડીમાં હસતી ને ઘડીમાં

રડતી જોઈ રાજકુમારે એનું કારણ પૂછ્યું. રાણીએ બધી પાછલી હકીકત કહી. જ્યારે મહાબૂબે જાણ્યું કે પોતે એક રાજકુમાર છે અને રાજા કાસબે એના બાપનું ખૂન કરી રાજ્ય પડાવી લીધું છે, ત્યારે એના ગુસ્સાનો પાર ન રહ્યો. એણે તો દૃઢતાથી રાણીને કહ્યું, 'મા! હવે આપણાથી આ રાજ્યમાં રહી જ ન શકાય. જ્યાં સુધી હું મારા બાપનું વેર ન વાળું ત્યાં સુધી અહીંનું પાણી પણ મારે હરામ છે. જ્યાં સુધી મારા પિતાનું રાજ્ય પાછું મેળવું નહિ ત્યાં સુધી અહીંની હવા પણ હવે મારે મન ઝેર સમાન છે.' જમીનદારે ઘણા કાલાવાલા કરી બંનેને સમજાવ્યાં, પણ આખરે નાછૂટકે જવાની રજા આપી.

રાજ્યની સરહદ લગી ખાધા પીધા વિના બંને જણે મુસાફરી કરી. સરહદ ઓળંગ્યા પછી તો થાક ને ભૂખથી પીડાતાં કંઈ આશરો શોધવા લાગ્યાં. ઘાડાં જંગલ અને ટેકરાટેકરી સિવાય બીજું કંઈ નજરે પણ ન પડે. શોધતાં શોધતાં આખરે એક ટેકરીની બાજુમાં નાની મસજિદ જેવું જણાયું. જેમતેમ કરી તેઓ ત્યાં પહોંચ્યાં.

અંદર એક ફાટેલી સાદડી પર કોઇ ફકીરને બેઠેલો દીઠો. રાજકુમારે ફકીર પાસે ખોરાકની માગણી કરી કહ્યું, 'અમને કંઇ પણ ખાવા આપો, નહિતર અમે મરી જઈશું.' ફકીરે એક ગોખલા સામે આંગળી દેખાડી કહ્યું, 'પેલા ગોખલામાં એક રોટલાનો ટુકડો છે તે ખાઓ.'

ગોખલામાં તો એક સુકો મેલો રોટલાનો ટુકડો હતો. રાજકુમારે એ લાવી માને આપ્યો ને કહ્યું, 'મા! તમે વધારે અશક્ત

છો, માટે તમે આ ખાઓ.' રાણીએ તો ચોખ્ખી ના પાડી ને કહ્યું, 'બેટા! હું તો વૃદ્ધ છું. હું જીવું તો યે સરખું ને મરું તો યે સરખું. તું બાળક છે. દુનિયાની મજા હજી તારે ભોગવવાની છે. માટે તું જ ખા.' પણ રાજકુમારે તો માને આજીજી ચાલુ જ રાખી. આમ થોડી વાર બંને જણ વચ્ચે ભાંજગડ ચાલ્યા જ કરી. છેવટે ફકીર બોલ્યો, 'તમે નકામાં શા માટે લડો છો? તમે બંને આ રોટલાનો ટુકડો પેટ ભરીને ખાશો તોપણ તે ખૂટશે નહિ.' પછી બંને મા દીકરાએ ખાવા માંડયું. પેટ ભરાયું તોપણ રોટલાનો ટુકડો એટલો ને એટલો જ રહ્યો! દેખાવે મેલો દેખાતો રોટલો ખાવામાં બહુ સ્વાદિષ્ટ લાગ્યો. ખાધા પછી પાણીની તરસ લાગી, એટલે બીજા ગોખલા તરફ આંગળી કરી ફકીરે કહ્યું કે 'પાણી ત્યાં છે.' એક નાના માટીના કટોરામાં પાણી હતું, પણ એ તો એક જણને પણ પૂરું થાય એટલું નહોતું. પાણી કોણ પીએ તેની પણ ભાંજગડ ચાલી. આખરે ફકીરે કહ્યું, 'પાણી ઈશ્વરકૃપાથી પૂરતું છે; તમે બંને પી શકશો.' પછી તો બંને જણાંએ ધરાઇને પાણી પીધું.

ફકીરે તેમને બધી હકીકત પૂછી અને બધી વાત જાણ્યા પછી બોલ્યો, 'હવે અહીંથી આગળ તમે જઈ શકશો નહિ, કારણકે આ ડુંગરોની પાછળ એક મોટો મહાસાગર છે. મોટાં મોટાં વહાણો પણ એ તોફાની સમુદ્ર ઓળંગી શકતાં નથી. માટે હવે તો આટલેથી જ તમારે પાછાં ફરવું પડશે.' પણ રાજકુમાર તો એકનો બે થયો નહિ. એણે કહ્યું કે 'મેં તો પ્રતિજ્ઞા

લીધી છે કે મારા પિતાનું વેર ન વાળું ત્યાં સુધી દેશનું પાણી પણ હરામ. તમે તો મોટા ઓલિયા છો. તમારાથી કશું અજાણ્યું નથી. તમારા તપોબળથી આ સમુદ્ર ઓળંગવામાં અમને મદદ કરો.'

ફકીરે જંગલમાં જઈ બે ડાખળી તોડી આણી. એકમાંથી લાકડી બનાવી ને બીજીમાંથી મશાલ બનાવી. પછી કહ્યું, 'આ લાકડી લઈને ચાલશો તો તમારી આજુબાજુ ચૌદ હાથ સુધીમાં ભયંકરમાં ભયંકર મોજાં પણ શાંત થઈ જશે અને ઘુંટણ સુધી પાણી થઇ જશે. આ મશાલની મદદથી તમને જંગલનાં તેમજ દરિયાનાં ઘાતકી પ્રાણીઓ હેરાન કરશે નહિ. દરિયાને તળિયે પરવાળાં, મોતી વગેરે સુંદર સુંદર ચીજો જોવાની છે તે પણ દેખાશે.' પછી ફકીરનો ઉપકાર માની એક જણે લાકડી અને બીજાએ મશાલ પકડી માદીકરો રસ્તે પડ્યાં. ડુંગરો ઓળંગી દરિયામાં પગ મૂકયો ત્યાં તો ફકીરના કહ્યા પ્રમાણે સમુદ્રનાં મોજાં ખસી ગયાં અને બંને જણાં નિર્ભય થઈ આગળ ચાલવા લાગ્યાં.

દરિયાની અંદરની દુનિયા કેટલી સુંદર છે તે જમીન પર રહેનારાંઓને ક્યાંથી ખબર! રાણી ને રાજકુંવરને તો આવું સુંદર સુંદર જોવાનું મળ્યું તેથી ખૂબ આનંદ થયો. દરિયાની વનસ્પતિ અને રંગબેરંગી ફૂલો; છીપો ભરીને મોતીના દાણા; કંઇ કંઈ જોવાનું હતું! એક જગ્યાએ તો લાલચોળ માણેકની હારની હાર મહાબૂબે જોઇ. આવા સુંદર લાલ પથ્થર રાજકુમારે પહેલી જ વાર જોયા. એણે તો હર્ષનો પોકાર કર્યો, 'મા! મા! જો તો ખરી, કેવા સુંદર લખોટા જેવા પથ્થર છે! મને તો લેવાનું મન થાય છે.' રાણી તો

આ સુંદર પથ્થરની કિંમત જાણતી હતી, પણ એને અડકતાં ગભરાઈ. માણેકની નીકની નીક વહેતી જોઇ એને લાગ્યું કે અંદર કંઈ ભેદ હશે. તેથી મહાબૂબને તે પથ્થર લેવાની ના પાડી. છતાં રાજકુમારથી તો રહેવાયું નહિ, એટલે રાણી ન જાણે તેમ એક મોટું માણેક લઇ ગજવામાં મૂકયું. આખરે લાકડી ને મશાલની મદદથી સમુદ્ર ઓળંગી બંને જણ હિંદુસ્તાનને કિનારે આવી પહોંચ્યાં.

કિનારા પર થાક ખાઇ ફરતાં ફરતાં તેઓ રાજધાનીમાં જઈ ચડ્યાં. બંને એક ધર્મશાળામાં ઊતર્યાં. રાણી પાસે થોડા પૈસા હતા તે આપી તેણે મહાબૂબને ખાવાનું લાવવા બજારમાં મોકલ્યો. રાજકુમાર એક મીઠાઇવાળાને ત્યાં પહોંચ્યો અને પૈસાને બદલે પેલું માણેક આપી મીઠાઇ આપવા કહ્યું. કંદોઇને તો આવું કિંમતી માણેક જોઇ બહુ જ નવાઇ લાગી. એણે તો થોડી મીઠાઇ રૂમાલને એક છેડે બાંધી અને બીજે છેડે પાંચસો સોનામહોરો બાંધી. મહાબૂબે ધર્મશાળામાં જઇ પડીકું માને આપ્યું. રૂમાલ છોડતાં આટલી બધી સોનામહોર જોઇ રાણી તો ગભરાઇ ગઇ. એને ફાળ પડી કે રખે મહાબૂબે ચોરી કરી હોય. જ્યારે મહાબૂબે ખરી હકીકત બીતાં બીતાં કહી ત્યારે એને લાગ્યું કે આ તો મીઠાઇવાળાએ ઉલટો મહાબૂબને છેતર્યો છે. રાણી તો કંદોઇની દુકાને ગઇ અને બોલી, 'ભાઇ! મારો છોકરો આ માણેકની કિંમતથી અજાણ છે, પણ તું આંધળો હતો? તને ખબર નથી કે આ નવલખી માણેક છે? એક નિર્દોષ છોકરાને તેં છેતર્યો?' કંદોઇ તો બીચારો વીલો પડી ગયો. પણ એ હતો પ્રમાણિક, એટલે બોલ્યો, 'બાઇ!

મારી પાસે નવ લાખ રૂપિયા તો નથી, પણ આ તિજોરીમાંથી જેટલા મળે એટલા લઇ જા.' રાણીને આઠેક લાખ રૂપિયા મળ્યા. તેટલાથી સંતોષ માની બંને જણ મુકામ પર ગયાં.

કંદોઇએ તો પેલું માણેક ત્યાંના વજીરને મોટી કિંમતે વેચ્યું. વજીરે તે રાજાને એથી યે મોટી કિંમતે વેચ્યું. રાજાએ એ માણેક લઇ પોતાની એકની એક વહાલી પુત્રી ગુલરૂખને ખુશ કરવા ભેટ આપ્યું. ગુલરૂખ તો માણેકને હોંસથી ગળામાં પહેરી બહાર ફરવા નીકળી. બાગમાં ફરતાં ફરતાં તે એક આંબાના ઝાડ નીચે આવીને બેઠી. તે ઝાડ પર એક મેના ને પોપટ પણ આવીને બેઠાં હતાં. મેના પોપટને કહે કે 'દોસ્ત પોપટ, મને કંઇ મજાની વાત કહે.' ત્યારે પોપટે હસીને કહ્યું કે 'હું બૈરાંની મૂર્ખાઇની વાત કહીશ તો તને ખોટું લાગશે.' મેનાએ કહ્યું, 'ના, ના, નહિ લાગે.' એટલે પોપટે વાત શરુ કરી, 'બાઇ! તમારાં બૈરાંની જાત જ વિચિત્ર! જો સાંભળ. એક ઘણી જ ખૂબસૂરત રાજકન્યા હતી. એના બાપે એને એક દિવસ ઘણું જ કિંમતી નવલખી માણેક ભેટ આપ્યું. રાજપુત્રીએ આવું માણેક કોઇ દિવસ જોયું નહોતું, એટલે એ તો આ ભેટથી બહુ જ મગરૂબ બની. માણેકને ગળામાં પહેરી બધાંને બતાવવા તે આમથી તેમ મહાલવા લાગી. પણ એ મૂર્ખી છોકરીને ક્યાં ખબર છે કે એક જ માણેક પહેર્યાથી કેટલું છોબું લાગે. વળી આવું સુંદર માણેક કંઈ જે તે કપડાં સાથે શોભે ? એને માટે તો એને લાયકનો પોશાક જોઇએ. આવું ઢંગધડા વિનાનું સટરપટર પહેર્યાથી તો જણાઇ આવે છે કે આ માણેક પહેરવાને એ

લાયક જ નથી.'

બીચારી ગુલરૂખ તો આ પક્ષીઓની વાર્તા સાંભળી વીલી પડી ગઇ. એ તો ઝટપટ રાજમહેલમાં ગઈ અને માણેક આણેક કાઢીને ફેંકી દીધું. ખાય નહિ પીએ નહિ ને આખો દિવસ રડ્યાં જ કરે. રાજાને કાને આ વાત ગઇ એટલે વહેલોવહેલો રાજકુંવરી પાસે ગયો ને દુઃખનું કારણ પૂછ્યું કે 'બેટા! તારું કોઈએ અપમાન કર્યું? તું શા માટે રડે છે?' રાજકુંવરીએ જવાબ દીધો, 'પિતાજી, મને આ માણેક એકલું કેમ આપ્યું, કે જેથી પક્ષી જેવાં પણ મારી મશ્કરી કરે છે? આવાં દસ બાર માણેક હોય તો એનો સુંદર હાર કરીને પણ પહેરાય. વળી હારની સાથે શોભે એવો પોશાક પણ મારી પાસે નથી. આ બધું લાવી આપો તો જ મારું દુઃખ જાય.' રાજાએ છોકરીને ખુશ કરવા બધું લાવી આપવાનું વચન આપ્યું.

રાજાએ તો વજીરને બોલાવ્યો ને માણેક ક્યાંથી મળ્યું વગેરે પૂછ્યું. વજીરે પેલા કંદોઈને બોલાવ્યો ને હુકમ કર્યો કે જેણે તને એ માણેક વેચ્યું હોય તેનો પત્તો મેળવી આપ. નહિ મેળવી આપે તો તને કેદ કરીશ.

મીઠાઇવાળો બીચારો મહાબૂબની શોધમાં નીકળ્યો. એ તો બધી ધર્મશાળાઓ જોઈ વળ્યો, પણ રાણી કે મહાબૂબનો પત્તો જ ન લાગે. આખરે એક ઠેકાણેથી ખબર મળી કે દરિયા કિનારા પર હમણાં નવો જ મહેલ બંધાયો છે, ત્યાં કોઇ મા દીકરો રહે છે. કંદોઈ તો ત્યાં ખબર કાઢવા ગયો. તેણે રાજકુંવર મહાબૂબને ઘોડેસવાર થઇ થોડા દોસ્તદારો સાથે શિકારે જતાં જોયો. રાજ-

કુમારના ઠાઠથી એ તો અંજાઇ જ ગયો. પછી ખૂબ નીચા વળી સલામ કરી બોલ્યો, 'સાહેબ! મહારાજા સાહેબે આપને બોલાવ્યા છે.' રાજકુમારે પણ ખૂબ રુઆબમાં જ જવાબ આપ્યો કે 'જા, તારા રાજાને કહે કે મારું કામ હોય તો હું ઘરમાં જ છું. મને અહીં આવીને મળે.' આ સંદેશો મીઠાઈવાળાએ ડરતાં ડરતાં રાજાને પહોંચાડ્યો. રાજાને ગુસ્સો તો ચડ્યો, પણ અપમાન ગળી જઈ રાજકુમાર મહાબૂબને ઘેર જવા નીકળ્યો.

રાજકુમારે રાજાને સારો આવકાર આપ્યો અને પોતાની પણ ઓળખાણ કરાવી. આ ધનવાન મુસાફર રાજાનો કુંવર છે એમ જાણી રાજાને પણ સંતોષ થયો. પછી પોતાના આવવાનું કારણ જણાવ્યું: 'આપે જે માણેક કંદોઈને વેચ્યું એવાં બીજાં માણેક આપની પાસે છે?'

'હજારો.' રાજકુમારે તરત જ જવાબ દીધો; 'આપને કેટલાં જોઈએ છે?'

રાજા તો છક જ થઈ ગયો! પોતાના આખા રાજ્યનો પૈસો ભેગો કરે તો યે ખરીદી ન શકાય તેટલાં માણેક આ રાજકુંવર પાસે! એણે જવાબ આપ્યો, 'મારે તો હાર બનાવવા માટે દસ બાર જ જોઈએ છે.' રાજકુમારે ચાર દિવસની મુદતમાં એટલાં માણેક લાવી આપવાનું વચન આપ્યું. પછી રાજાની રજા લઈ પેલી જાદુઇ લાકડી ને મશાલ સાથે રાજકુમાર દરિયા તરફ ચાલી નીકળ્યો.

દરિયાની વચ્ચોવચ્ચ પેલાં માણેક નીકળતાં હતાં તે જગ્યાએ

રાજકુમાર પહોંચ્યો. એણે તો જોઇએ તેટલાં માણેક ગજવામાં ભર્યાં. પછી એને વિચાર આવ્યો કે લાવને, આ માણેક ક્યાંથી નીકળે છે તે તો શોધી કાઢું.

એ તો દરિયાની અંદર નીચે ને નીચે ઊતરવા લાગ્યો. જેમ જેમ નીચે જતો ગયો તેમ તેમ પાણીમાં અજબ સુગંધ આવતી જણાઇ. પાણીમાં પુષ્કળ વમળો હતાં, પણ જાદુઈ લાકડીને આધારે એ બધું વટાવી ગયો. છેક તળિયે પહોંચ્યો ત્યાં એણે એક લોખંડનો દરવાજો જોયો. તે ખૂબ મજબૂત હતો, એટલે જે નાળમાંથી માણેક નીકળતાં હતાં તે વાટે એ અંદર પેઠો.

અંદર એક સુંદર બાગ હતો. વાતાવરણ ખુશબોથી ભર્યું હતું. રસ્તા પણ સ્વચ્છ અને સ્ફટિકના! આજુબાજુ આસોપાલવની હાર. ઝાડોની ઘટામાં બેસી પક્ષીઓ ખૂબ મધુર કંઠે ગાઇ રહ્યાં હતાં. બાગ તો જાણે નંદનવન જ ના હોય! ફરતાં ફરતાં એક મહેલ જોયો. ઇંદ્રભુવનને શરમાવે એવો સુંદર. આરસની ભીંતો ને એના પર હીરા માણેક ને પન્નાની ભાતો. એકએકથી ચડિયાતા ઓરડાઓ. જાત-જાતના ગાલીચા બિછાવેલા. દીવાલ પર સુશોભિત ચિત્રો. પણ આવો સુંદર મહેલ તદ્દન નિર્જન લાગતો હતો. બધે સુમસામ હતું.

એક ઓરડામાં પેઠો ત્યાં બાર મીણબત્તીઓ બળતી હતી. વચ્ચોવચ એક તાજું કાપી નાખેલું માણસનું ડોકું હતું, તેમાંથી લોહી ટપકતું હતું. એ લોહીનાં ટીપાં ટપટપ નીચે એક પાણીના કુંડમાં પડી પાણીના જોરે નીક વાટે બહાર નીકળતાં હતાં. જેવું લોહીનું ટીપું પાણીમાં પડતું કે એનું માણેક થઇ જતું. રાજકુમાર આ

અદ્ભુત દેખાવ જોઇ સ્તબ્ધ થઇ ગયો ! થોડો વખત એ આમ દિગ્મૂઢ જેવો ઊભો રહ્યો, ત્યાં માણુસોનો પગરવ સંભળાયો. તરત જ એ સાવધ થઈ ઓરડામાં શો બનાવ બને છે તે જાણવા એક ખૂણામાં સંતાઈ ગયો.

થોડી વારે મહાબૂબે બાર પરીઓને ઓરડામાં દાખલ થતાં જોઈ. એક પરીએ પેલું લટકતું મસ્તક નીચે ઉતાર્યું; બીજી એક ઠેકાણેથી ધડ લઈ આવી. પછી માથું ને શરીર ચોંટાડી એને એક સોનાના પલંગ પર સુવાડયું અને દરેક પરીએ મીણબત્તી હાથમાં લઈ પલંગની આસ-પાસ ગોળ ગોળ ફરવા માંડયું. ફરતાં ફરતાં ગંભીર મીઠા અવાજે કંઇ ગાવા માંડયું. ધીમે ધીમે તેમણે એટલા જોરથી ફરવા માંડયું કે થોડી વારમાં માત્ર દીવા જ ચક્કર ચક્કર ફરતા હોય એવું જોનારને લાગે. પરીઓ જ્યાં ફરતી હતી તે કુંડાળામાં ઘણું જ સુગંધીદાર પાણી ઊડતું હોય એમ મહાબૂબને લાગ્યું. ત્યાંથી એટલી સખત ખુશબો આવતી હતી કે મહાબૂબનું મગજ ભમી ગયું. દરિયામાં જે સુગંધી આવતી હતી તે આના પ્રમાણમાં તો કંઈ વિસાતમાં જ નહિ.

થોડી વાર પછી પરીઓ ગોળગોળ ફરતી અટકી ત્યારે મહાબૂબે જેયું કે તેમના શરીરમાંથી ઝેબેઝેબ પરસેવો નીકળતો હતો, અને જે સુવાસ આવતી હતી તે એ પરસેવામાંથી જ આવતી હતી. પરીઓ એક પછી એક પેલા શબને પગે પડી અને પછી રુદન કરવા લાગી કે ‘હે પ્રભુ! અમે કયાં લગી રાહ જોઈએ ? કેટલાં યે વર્ષો થયાં અમે આશામાં ને આશામાં બેઠાં છીએ. હવે તો ઊઠો.’

એકાએક દૈવી ગાન સંભળાયું. પરીઓ તથા રાજકુંવર બધાં આ મધુર સંગીત સાંભળી ચમક્યાં. સંગીત નજીક ને નજીક સંભળાવા લાગ્યું. પરીઓએ સ્વર્ગીય ફિરસ્તાઓનું ગાયન ઓળખ્યું ને હર્ષઘેલી બની. મહાબૂબ તો આ દૈવી ગાયન સાંભળી મૂઢ જ બની ગયો. એટલામાં જમીનમાં રસ્તો થયો અને અંદરથી, ઈરાનની સરહદ આગળ મસજિદમાં જે ફકીરને જોયો હતો તે નીકળ્યો. પરીઓ ફકીરને પગે પડી અને બોલી, 'ખ્વાજા ખીઝર! હે ખ્વાજા ખીઝર! કહો હવે વખત પાસે આવ્યો કે નહિ?' ફકીર ગંભીર અવાજે બોલ્યો, 'વખત પાસે આવ્યો છે. હવે તમારા રુદનનો અંત આવશે.'

પછી જ્યાં રાજકુમાર મહાબૂબ સંતાયો હતો તે તરફ ફરીને એ બોલ્યો, 'રાજકુંવર! બહાર આવ.' રાજકુમાર બહાર આવી ફકીરને પગે પડ્યો. પછી પવિત્ર ખ્વાજા ખીઝરે રાજકુંવરને બધી હકીકત કહી કે 'રાજકુમાર, આ જે શબ તું પલંગ પર જુએ છે તે ઈરાનના બાદશાહ અને તારા બાપનું છે. ક્રૂર કાસબે જેવું એનું ખૂન કર્યું કે તરત જ આ પરીઓએ જઈ એનું શબ અહીં આણ્યું. તારા પૂર્વજો માગી વંશના રાજા હતા. તેઓ પોતાના જ્ઞાનના બળે પરીઓ તેમજ ફિરસ્તાઓ પર સત્તા ભોગવતા. દરેક માગી વંશના રાજાને એની મરણક્રિયા પૂરી થાય કે પરીઓ અહીં લાવી દાટતી. પરંતુ તારા બાપની મરણક્રિયા કોઈએ કરી નથી, એટલે અત્યાર સુધી તેઓ તારા આવવાની રાહ જોઈ બેઠી છે. તું દૈવયોગે અહીં આવી ચડ્યો છે, તો તારા પિતાના આત્માની શાંતિ

માટે બધી ક્રિયા કર.'

આ હકીકત સાંભળીને મહાબૂબની આંખમાં આંસુ આવ્યાં. એણે ખરા મનથી ઈશ્વરની પ્રાર્થના કરી. પ્રાર્થના પૂરી કરી જેવો રાજાના શરીરને હાથ લગાડવા જાય છે ત્યાં ફરી દૈવી ગાન સંભળાયું અને એ સંગીત સાંભળતો સાંભળતો, ભર નિદ્રામાંથી ઊઠતો હોય તેમ, ઇરાનનો બાદશાહ ઊઠીને બેઠો થયો!

પરીઓના આનંદનો પાર ન રહ્યો. ખ્વાજા ખીઝરે બંને બાપ દીકરાની ઓળખાણ કરાવી અને પછી અલોપ થઇ ગયો. પરીઓએ બાપ દીકરાને ઉપાડી જ્યાં રાણી રહેતી હતી ત્યાં લાવીને મૂક્યા. ત્રણે જણાં એકબીજાને મળી ખૂબ આનંદ પામ્યાં.

ચાર દિવસની મુદત પૂરી થઇ એટલે હિંદુસ્તાનનો રાજા મહાબૂબ પાસેથી માણેક લેવા આવ્યો. રાજકુમારે બંને બાદશાહોની ઓળખાણ કરાવી. પછી પરીની મદદથી રાજાનો મંગાવેલો પોશાક પણ રાજકુમારે આણી આપ્યો. રાજાએ માણેક તથા પોશાક લઇ રાજકુંવરીને આપ્યાં.

સુંદર કપડાં અને માણેકનો હાર પહેરી રાજકુંવરી ફરીથી બાગમાં પેલા જ ઝાડ નીચે જઈ બેઠી. પેલાં મેના પોપટ પણ એ જ ઝાડ પર આવીને બેઠાં હતાં. બંને જણ રાજકુંવરીનાં ખૂબ વખાણ કરવા લાગ્યાં. પછી મેના બોલી, 'દોસ્ત પોપટ, હું રાજકુંવરી હોઉં તો આટલી મહેનત કરીને માણેક તથા પોશાક લાવનાર રાજકુંવર સાથે જરૂર પરણું!'

ગુલરૂખે ઘેર જઈ બાપને પક્ષીની વાત કહી. રાજાને તો

એ જ જોઈતું હતું. મહાબૂબને પણ ગુલરૂખ જેવી સુંદર સ્ત્રી સાથે પરણવાની મરજી જણાઇ, એટલે ધામધુમથી બંનેનાં લગ્ન થયાં.

પછી ઈરાનના રાજા મનસૂરે આલમે હિંદુસ્તાનના બાદશાહ અને પરીઓની મદદથી ઈરાન દેશ પર ચડાઈ કરી, કાસબને લડાઇમાં મારી પોતાનું રાજય પાછું મેળવ્યું અને બધાંએ ખાઇ પીને મોજ કરી.

કાસબનું ડોકું પરીઓ દરિયા મહેલમાં લઇ ગઈ. પણ લોહીનાં ટીપાંનાં માણેક બનવાને બદલે તેમાંથી દેડકાં થવાં લાગ્યાં અને ગાઉના ગાઉ સુધી આજુબાજુ તેની દુર્ગંધ ફેલાવા લાગી.

